# રોઝા લામ્બર્ટ

યાને

# પાદરીની પુત્રી.



રેનાલ્ડસ.

# રોઝા લામ્બર્ટ

અથવા

# પાદરીની પુત્રી.

## ભાગ બીજો.

---

મુળ લેખક:
સ્વર્ગસ્થ મી૦ જયોર્જ વીલીઅમ રેનોલ્ડસ.
ભાષાંતરકાર:
સાકરલાલ મગનલાલ કાપડિયા.
લંડન રાજ રહસ્ય અથવા મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ
લંડનના ભાષાંતર કર્તા.
૭, કુંભાર ટુકડા, મુંબઈ.

---

મુદ્રક અને પ્રકાશક:
હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.
શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

---

આવૃત્તિ ૧ લી. જુલાઈ. ૧૯૨૮.

કિમ્મત રૂ. ૧-૦.

# અનુક્રમણીકા.



* ૧૨૮ પાના પછી વાંચકોએ પેજ નંબર અને પ્રકરણ અનુક્રમે સમજવા.

# રોઝા લામ્બર્ટ

યાને

# પાદરીની પુત્રી.



## ભાગ ૨ જો.



## પ્રકરણ ૧૧ મુ.

### અહેવાલ.

રાતે દશ વાગે હું પલંગ પર પડી. ઉંઘ ન આવવાથી મેં એક વારતાની ચોપડી વાંચવા માંડી પણ તેમાં કંઇ પણ રસ ન પડયો. બાર વાગાને શુમારે મારી આંખો ઘેરાવા લાગી—બગાસા આવવા લાગ્યા અને ચોપડી બાજુએ મેલી હું નિદ્રાધીન થઇ ગઇ. અચાનક હું જાગી. આંખો ઉઘાડતાંજ બે બદમાસો મારા રૂમમાં ધુસેલા નજરે પડયા. એક જણે મારા ઝવેરાતનો દાબડો હાથમાં લીધેલો હતો અને બીજો મારા પર ઘા કરવાની અણી પર હતો એવામાં મારાથી કારમી ચીસ પડાઇ ગઇ. નોકર ચાકરો જાગી ઉઠયા. બદમાસો જીવ લઇને નાઠા. એક પળમાં મકાનમાં દોડા દોડ થઇ રહી. પ્રથમ ફ્રાન્સીસ મારા રૂમમાં દોડી આવી.

"આહા હીરા ! મારા હીરા ચોરાઇ ગયા !" હું બોલી.

"હીરા ચોરાઇ ગયા !" ફ્રાન્સીસ ભયથી બોલી અને થરથર ધ્રુજવા લાગી.

શરીર પર શાલ વીંટાળી હું રૂમમાંથી બહાર નીકળી. નીચે કોઇ મારામારી કરતું હતું. અચાનક જમીન પર કોઇ ભારી ચીજ પડી અને પછી બધુ શાંત થઇ ગયું.

"ઝવેરાત બચી ગયું છે એટલે બદમાસો ભાગે નાસી જતા." એક અવાજ આવ્યો. હું અજબ થઇ. એ અવાજ કેપટન ફોરટેસ્ક્યુનો હતો.

"તમને લાગ્યું છે ?" બીજો અવાજ મીસીસ હારબરોનો હતો.

"નહિં. ચાલો, ઉપર કોઇને કંઇ ઇજા છે કે નહિ તેની તપાસ કરીએ."

હું દાદરના નાકા પરજ ઉભી હતી. કેપટનનો અવાજ સાંભળતાંજ હું સમજી ગઇ કે મીસીસ હારબરો આજે એકલી ન્હોતી. કોણ જાણે કેમ તેની અદેખાઇ આવી. હું પોતે પતિવ્રતાની દીકરી ન્હોતી છતાં મને મીસીસ હારબરો પર ધિક્કાર ઉપજ્યો. એજ પળે કેપટન રેજીનાલ્ડ ઝવેશાતનો દાબડો લઇ મારી પાસે આવ્યો.

"તમને વાગ્યું છે ?" તેણે પુછયું.

"નહિ." મેં જવાબ આપ્યો. તેણે મારા ઝવેરાતનો ડાબડો મારા હાથમાં મુકયો. આ સમયે તેણે મારો હાથ જરા દાબ્યો. અને મને પ્રેમાળ નજરે તે જોઇ રહયો. પણ મેં તરતજ મારો હાથ ખેંચી

લીધો અને થોડા શબ્દોમાં તેનો આભાર માની તેને વિદાય કર્યો.

સ્હવારે હું જાગી ત્યારે પાછી આનંદી થઇ ગઇ હતી. માસીસ હારબરો મને વણનોતરી મળવા આવી પણ મેં તેની સાથે વધુ વાત કરી નહિ. તે પછી મારો હડાઉ ભાઇ સીરીલ આવ્યો. તેની લંફગી વાતો સાંભળી મને ઘણું દુઃખ થયું. સીરીલ વિદાય થયા પછી મારો પ્રેમી આલ્વનલી આવ્યો. તેને મેં રાતની ચોરીની અને કેપટન ફ્રીરટેરકયુ અને મીસીસ હારબરોની દીલગીરીની વાત કરી. તે હસ્યો. પણ મને તેની મજાક ગમી નહિ. અંતે જો મને મીસીસ હારબરોના ઘરમાં રહેવાનું ન ગમતું હોય તો બીજું ઘર લેવાનું તેણે વચન આપ્યું અને ભાડાખતની મુદત પુરી થતાં બીજા ઘરમાં જવાની મેં અરજી બતાવી.

ત્રણ દિવસ વહી ગયા. ત્રીજે દિને અર્લ ઓફ ધ્રવલીએ એક પત્ર લખી મને ખબર આપી કે તેણે આર્થર ફ્રીજીસને નોકરી અપાવી છે. આજ પત્રમાં તેણે મને મળવાની માગણી કરી હતી. મેં તેને રાતે આઠ વાગે મળવા બોલાવ્યો કેમકે ગસ્ટેવ કોઇ ડીનર પાર્ટીમાં જવાનો હતો.

બરાબર આઠના ટકોરા થતાંજ એ વૃધ્ધ ઉમરાવ મારી સેવામાં હાજર થયો. તેણે મારૂં કામ પાર પાડયું હતું તેથી તેના ચહેરા પર વિજયી આનંદની ખુમારી હતી. સોફા પર છેક મારી પાસે બેસી તે બોલ્યો:

મીસ લામ્બર્ટ! તમારા ફરમાન મુજબ રેવરંડ આરથર ફ્રીજીસની

ગઇ કાલે હેમ્પશાયરમાં એલ્મવુડ ગામમાં વરસે અઢીસો પાઉંડના પગાર પર નીમણુક થઇ ગઇ છે."

"તમારો આભાર, મારા લોર્ડ !"

"ઓ મારાં વ્હાલાં મીસ લામ્બર્ટ ! તમારે આભાર માનવાની કંઇજ જરૂર નથી. તમારે માટે હું ગમે તે કરવાને તૈયાર છું. ખાત્રીથી માનજો કે મેં તમારી એકે એક આજ્ઞાનું પાલન કર્યું છે અને આર્થર પર આ મહેરબાની કોણે કરી છે તેનો તેને જરા પણ ખ્યાલ નથી. હવે મીસ લામ્બર્ટ ! મેં છેલ્લી મુલાકાત વખતે જે સુચના કરી હતી તે પર તમે વિચાર કર્યોજ હશે ?" કહી તેણે મારી કમ્મર પર હાથ નાખવાની કોશીષ કરી.

"મારા લોર્ડ !" દુર ખસી જઇને હું બોલી: "મેં તમને ન્હોતું કહ્યું કે આપણે એક બીજાને વધુ ઓળખવાની જરૂર છે.

"હા. તમે મારી કસોટી કરવા માગો છો. બોલો, બીજું હું શું કરૂં ?"

"ધીરજ રાખો. હું વિચાર કરીને જવાબ વાળીશ."

"પણ તમે ક્યારે લખશો? જલદી લખશોને ? તમને યાદ છે કે હું તમને સુંદર બંગલામાં નોકર ચાકરોની સરભરા નીચે રાખીશ—તમને ગાડી ઘોડે ફેરવીશ અને દોલતથી જે ખરીદી શકાય તે સર્વ તમારી તહેનાતમાં રજુ કરીશ. તમને એ યાદ છે ને ?"

"મને બધું યાદ છે, મારા લોર્ડ ! ધીરજ રાખો."

"તમારા કહેવા પ્રમાણેજ કરીશ—"

"તમારે મારો પત્ર મળ્યા પહેલાં મને મળવા આવવું નહિ. તેમ પત્ર પણ લખવો નહિ."

"હા. પણ તમે મને પત્ર લખશો ત્યારે..."

"ત્યારે તમારી આશા પુરી થશે."

"તો વ્હાલી! એ આશા પર હું જીવતો રહીશ." કહી તેણે મારો હાથ પકડયો અને તે ઓઠ સુધી ખેંચી જઇ તે પર ચુમી લીધી. તે પછી તે વિદાય થયો.

બીજે દિને આવવનલી ન આવ્યો. ત્રીજે દિન પણ પસાર થયો. ચોથે દહાડે મને ચિંતા થઇ કે તે બીમાર હશે. એમ ધારી મેં તેની તપાસ કરાવી. પણ તે બીમાર ન્હોતો. જાણી જોઇને તે મારી પાસે આવ્યો ન્હોતો. નોકર સાથે બપોરે આવવાની વરદી મોકલી અને તે પ્રમાણે તે આવ્યો. પણ આવતાં ને વાર નિયમ મુજબ મને આલિંગન લેવાને બદલે તે ખુરશી પર બેઠો અને ઠંડે અવાજે બોલ્યો: "રોઝ! મારા વચન મુજબ હું આવ્યો છું."

"તમે ત્રણ દિવસથી કેમ આવ્યા ન્હોતા?" મેં જરા ગુસ્સે થઇ પૂછ્યું.

"તેનું કારણ તારા જીગરને પુછ."

"અરટેવ! મારા જીગરને કંઇ પુછવાનું નથી. મેં કંઇ ખોટું કર્યું નથી. હું અભિમાનથી બોલી.

"રોઝ! તું પણ થોડા સમયમાં નટીના જેવી એકટીંગ શીખી ગઇ છે!" તેણે વ્યંગ કર્યો.

"ગરટેવ ! ગરટેવ ! તમે શું બોલો છો ? તમારા મનમાં જે હોય તે કહી નાખો. આવા અપમાન સહન કરીને હું એક પળ પણ તમારા ઘરમાં રહેવા માગતી નથી.

"રોઝ ! તું મારી પાસેજ બોલાવવા માગે છે તો સાંભળ. શું તું એમ સમજે છે કે અર્લ ઓફ ઇવલી તને મળવા આવે છે તેની મને ખબર નથી ?"

"હું અર્લ અત્રે આવવાની ના પાડતી નથી. પણ હું કસમથી કહું છું કે હું નિર્દોષ છું.

"હશે. પણ અર્લને જેઓ ઓળખે છે તેઓ સારી પેઠે જાણે છે કે તેની પાસે કોઇ સ્ત્રી સલામત રહેતી નથી."

"ગરટેવ ! તમે મને એવી નીચ સમજો છો ? હું કબુલ કરું છું કે અર્લે મને ગાડી ઘોડે ફેરવવાની અને વાડી વજીફામાં મોજ કરાવવવાની લાલચ આપી હતી. પણ એક ગરીબ માણસને નોકરી અપાવવા માટેજ મેં તેને મુરખ બનાવ્યો હતો. જુઓ, આ તેના પત્રો વાંચો. શું એ પત્રોમાં પ્રેમપત્ર જેવી ભાષા છે ?" ગુસ્સાથી લાલ લાલ થઇને મેં ગરટેવના હાથમાં અર્લના બે પત્રો મુકયા.

એ પત્રો વાંચી આલ્વનલીની લાગણી બદલાઇ ગઇ. છતાં તે હસ્યો નહિ:" લોર્ડ ઇવલીની વાત જવા દે. પણ એક ફાંકડી ઘોડા ગાડીમાં તારી પાસે એક છેલબટાઉ આવે છે તે કોણ છે ?"

"તે તો મારો ભાઇ સીરીલ !"

"ઓહ! ત્યારે તો મારી ભુલ થઇ. રોઝ! વ્હાલી! મને માફ કર." કહી તે મારી પાસે આવી મારા માથા પર વ્હાલથી હાથ ફેરવવા લાગ્યો

"તમને મારા પર આવી શંકા શાથી ઉત્પન્ન થઇ?" મેં પુછ્યું.

"નનામા પત્રોથી! મારા પર ત્રણ નનામા પત્રો આવ્યા તેમાં તુ બેવફા હોવાની વાત લખી હતી."

"તમે એવા નનામા પત્રો પર વિશ્વાસ રાખ્યો?"

"હા. પણ તે માટે મેં તારી માફી માગી છે. હવે એ વાત જવાદે. પેલો બુઢો વાંદર તારા પ્રેમની માગણી કરતો હતો ખરૂં?"

"હા. તે મારી પાછળ પાણી પેઠે પૈસા વાપરવા માટે તૈયાર છે."

"જવાદે એ વાત." થોડી વાર ચુપ રહી ગસ્ટેવે કહ્યું:

"રોઝ! તારે બુરખા નાચમાં આવવું છે!"

"હા. મેં બુરખા નાચ કદી જોયો નથી."

"તો આવતે અઠવાડીયે હું તને જરૂર બુરખા નાચમાં લઇ જઇશ."

હું ખુશી થઇ ગઇ. રીસાયલા આશક માશુક પાછાં મનાઇ ગયાં. બુરખા નાચમાં કેવા વેષમાં જવું તેની તે પછી અમે ચર્ચા કરી મારે એન્ડેલ્યુસીઅન લેડી અને ગસ્ટેવે એલીઝાબેથના અમલના મોજીલા બહાદુર સર વોલ્ટર રાલીના વેષમાં જવાનો અમે ઠરાવ કર્યો.

# પ્રકરણ ૧૨-મું.

## બુરખા નાચ.

બુરખાનાચનો દીવસ જોતજોતામાં આવી લાગ્યો. હું કદિ આવા નાચમાં ગઇ ન્હોતી. તેથી મારૂં મન ઘણુંજ પ્રસન્ન હતું. બની ઠનીને હું તૈયાર થઇ અને એટલામાં આલ્વનશી આવી લાગ્યો. અમે બંન્ને મ્હોં પર બુરખા નાખી ગાડીમાં બેસી ગયા. યોગ્ય સમયે ગાડી એક આલીશાન મહેલના દરવાજા આગળ આવી ઉભી. ત્યાંનો ઠાઠ જોતાંજ હું છક થઇ ગઇ. ખરેખર કોઇ અમીરજાદીને ત્યાંજ આ નાચ હતો અને અલ્વનશી મને પોતાની પત્નિ તરીકે ત્યાં લઇ આવ્યો હતો.

"ગુરુદેવ! સાચું કહો-આ કોનું ઘર છે?"

"રોઝ! અમકની ના, આપણે આજે મારક્વોનેસ ઓફ સડબરીના મહેમાન છીએ."

"હેં!" તેણે ચમકવાની ના કહેવા છતાં હું ચમકી. કારણ કે મારક્વોનેસ અર્લ ઓફ ઇવલીની બહેન થતી હતી તે હું જાણતી હતી. કદાચ આ સ્થળે અર્લ આવશે અને મને ઓળખી લેશે તો મારી બદનામી થશે એ ખ્યાલથી હું જરા ડરી. પણ અલ્વનશીએ મને હિમ્મત આપી અને અમે એ રાજવંશી મહેલમાં દાખલ થયાં.

પ્રવેશદ્વાર આગળ એક જાડી સ્ત્રી ઉભી હતી. તેણે મ્હોં પર બુરખો નાખ્યો ન હતો તે પરથી હું સમજી ગઇ કે તેજ અમારી યજમાન યાને મારક્વોનેસ હતી.

" પધારો સર વોલ્ટર રાલી અને લેડી ઓફ સેવીલ !" અમારા છદ્મ વેશ પ્રમાણેજ મારક્વોલેસે અમારાં નામ કહી અમને આવકાર આપ્યો. અને તેને નમન કરી અમે સ્ત્રી પુરૂષોથી ચીકાર દિવાનખાનામાં ચાલ્યાં ગયાં.

આ અમીરો અને અમીરજાદીઓના વિલાસ વૈભવના વર્ણન કરી હું વાંચનારને કંટાળો આપવા માગતી નથી. દિવાનખાનામાં જતાંજ મારી આંખો ચકરાઈ ગઈ. સેંકડો સ્ત્રી પુરૂષો જાતજાતના વેશ લઈ આવ્યા હતા. અને સઘળા મનપસંદ મોજ કરતા હતા. બધાના મ્હોં પર બુરખા હોવાથી કોઇ કોઇને ઓળખી શકતું ન્હોતું. અગાઉથી સંકેત કરીને આવેલા પ્રેમીઓ અહિં ખુશ ખુશાલ બગલમાં હાથ ઘાલીને ફરતા હતા.

દિવાનખાનામાં થોડીવાર ફરી બધા દારૂખાનું જોવા બગીચામાં ગયા. જાતજાતનું દારૂખાનું ફુટવા લાગ્યું. અચાનક એક બાણ ફુટયું અને મહેમાનોની મધ્યમાં આવી પડયું. સ્ત્રીઓએ ચીસ પાડી. નાસભાગ થઇ ગઇ. હું પણ ભયથી ચીસ પાડી નાઠી અને ગરટેવથી છુટી પડી ગઇ. આ નાશભાગ દરમ્યાન મારા મ્હોંપરનો બુરખો કયે પડી ગયો તેનું મને ભાન રહ્યું નહિ તરતજ શાન્તિ પ્રસરી. કોઇ જગાએ આગ લાગી ન્હોતી. હું પણ સ્વસ્થ થઇ પણ બીજીજ પળે મને મારા ખુલ્લા ચહેરાનો ભય લાગ્યો. શું કરવું તેની વમાસણમાં હું ઉભી હતી એવામાં મારી નજીકના એક ફુલના ઝાડ પાસે એક લીલો બુરખો પડેલો જણાયો. મારા આનંદનો પાર રહ્યો નહિ. તરતજ તે બુરખાથી મ્હોં ઢાંકી હું ગરટેવની શોધ કરવા દિવાનખા-

ના તરફ જવા લાગી એવામાં હેન્રી આઠમાંના જમાનાના પહેરેગીરના વેષમાં એક યુવાન મારી પાસે આવ્યો અને તેણે ધીમેથી મને કહ્યું:

"ચાલ, પેલી બેન્ચ પર ચાલ—લ્યુસીઆ !"

હું બીધી. આ અવાજ હોરેસ રોકીંગહામનો હતો. તેણે મને લ્યુસીઆ ધારી હતી એ હમાણના અર્લ ઓફ ધવશીની પુત્રી લ્યુસીઆ સાથેના લગ્ન મેંજ તોડાવી નાખ્યા હતા. હવે એ પાપી બીજી શી જાળ ગુંથવા માગે છે તે જાણવાની મને જીજ્ઞાસા થઇ અને હું નીડર થઇ તેની સાથે એક બેંચ પર જઇ બેઠી.

"લ્યુસી ! વ્હાલી ! તું જાણે છે કે તારા બુઢ્ઢા બાપના ખોટા અભિમાનને લીધેજ આપણું સુખ ધુળમાં મળ્યું છે." હોરેસ બોલવા લાગ્યો. તે મને અર્લ ઓફ ધવશીની પુત્રીજ માની બેઠો હતો. હું કંઇ ન બોલી.

"તારો પત્ર મને મળ્યો હતો. તુ મને પરણવાની વિનંતી કરે છે. પણ હું શું કરૂં ? મારા પિતા તદ્દન પાયમાલ થઇ ગયા છે. હું કોડી વિનાનો કંગાળ થયો છું. જો તારી ફોઇ મારશ્યોનેસ ઓફ સડબરી તને સારી જેવી દોલત આપતી હોય તોજ આપણે પરણી શકશું." તેણે આગળ ચલાવ્યું પણ હું કંઇ બોલી નહિ.

"લ્યુસીઆ ! હું તને ખરા જીગરથી ચાહું છું. ગમે તેમ કર—પણ પૈસા ન મળે ત્યાં સુધી હું સંસારની જવાબદારી માથે લેવા માગતો નથી. પણ તું બોલતી કેમ નથી ?"

મેં ડુંસકા લેવાનો ઢોંગ કર્યો. આજ પળે બે ચાર જણ તે તરફ આવતા જણાયા એટલે હોરેસ મને છોડી ચલ્યો ગયો. હું થોડીક વાર એકલી બેસી રહી. એ પાપી મારી નજરથી દૂર થયા પછી હું ઉતાવળી ઉતાવળી બગીચામાંથી પસાર થતી હતી એવામાં મારાજ બુરખા પર મારી નજર પડી. મેં લીલો બુરખો કાઢી નાખી મારો કાળો બુરખો પહેરી લીધો. દિવાનખાનામાં જતાં મેં આલ્વનલીને શોધી કાઢયો. તે ફ્રાન્સના પ્રખ્યાત લેખક મોં. વોલ્ટેરના પોષાકમાં સજ્જ થયલા એક ગૃહસ્થ સાથે વાત કરતો હતો તેજ વખત હું તેની પાસે જઇ પહોંચી.

"ઓ મહાન ફ્રેંચ ફીલસુફ!" આલ્વનલીએ વોલ્ટેરને કહ્યું: "તમે તો સદગુણના પુજારી છો છતાં બંગલાડમાં રૂપસુંદરીઓની પાછળ કેમ ભમ્યા કરો છો?"

"તમે શું કહેવા માગો છો?" વોલ્ટેર વેષધારી ઉમરાવ બોલ્યો. મેં તેનો અવાજ પારખ્યો. તે અસલ ઓફ હવલી હતો.

"ઓ! ફીલસુફજી! મારી વાત તમે સમજતા નથી? આ ઘરડી ઉમ્મરે તમને બાલ લગામ જોઇએ છે? તમે યુવાન રમણીને ચરણે પડી તેને રાજવંશી મહેલમાં નોકર ચાકરોની સરભરા નીચે રાખવા માગો છો, તમારી દોલતથી તમારી પરીજાદીને લલચાવવા માગો છો, પણ ઘરડા યુવડરાજ! સમજો. એ નખરાંબાજ નાઝનીનો પાછળથી તમારી મશ્કરી ઉડાવે છે."

અર્લ થરથર ધ્રુજી ગયો. તે તીક્ષ્ણ નજરે મારા તરફ જોઇ રહ્યો. હું આલ્વનલીની મતલબ સમજી ગઇ. તે તે વૃધ્ધ અમીરની મારા તરફની વાસના માટે તેને ક્રુર તાણા મારતો હતો. આલ્વનલીનું આ વર્તન મને ન ગમ્યું. અચાનક એજ વખતે લીલો ઝુરખો પહેરી એક યુવાન સ્ત્રી ત્યાં આવી લાગી અને અર્લનો હાથ પકડી ભયભીત અવાજે બોલી: "પિતાજી ! તમે ક્યાં હતા ? હું તમને બધે શોધી આવી."

"હું તને શોધ્યા કરું છું." અર્લ બોલ્યો અને તે પેલી સ્ત્રીની સાથે વિદાય થઇ ગયો. આજ લીલો ઝુરખો પહેરીને હું હોરેસ સાથે વાત કરી આવી હતી તેથી આ સ્ત્રી અર્લની પુત્રીજ હોવી જોઇએ એવું મેં અનુમાન કર્યું.

અર્લ અને તેની પુત્રી ગયા પછી હું આલ્વનલી પર ગુસ્સે થઇ. મેં તેને સ્પષ્ટ કહી દીધું કે તે મને રંગ રાગ માટે નાચમાં લઇ આવ્યો ન્હોતો પણ તેનો હેતુ અર્લને તાણો મારવાનો અને મારી સાથે અર્લની દુશ્મનાવટ કરાવવાનો હતો. મારી હાજરીમાં આલ્વનલીએ અર્લને ઘરડો ઘુવડ કહ્યો હતો તે પરથી તે એમજ સમજ્યો હશે કે તેની પ્રેમ યાચનાની વાત મેંજ આલ્વનલીને કહી હશે. અને મારી સંમતિથીજ મારો યાર તેને તાણા મારતો હશે. મને ગુસ્સે થયેલી જોઇ આલ્વનલી દિલગીર થયો. તેણે મને પટાવી લીધી અને તે પછી નૃત્યભવનમાં નૃત્યનો લ્હાવો લેવામાં હું ગુલતાન થઇ ગઇ.

બે ત્રણ પુરૂષો સાથે નાચ્યા પછી મારા મગજમાં એક તરંગ

આવ્યો અને હું ગુપચુપ બગીચામાં નીકળી પડી. ઠેર ઠેર ગીચ લતા મંડપો હતા. મારી ધારણા ફળી. હું લતા મંડપની પાછળ છુપાઇને ઉભી હતી તેજ વખતે હોરેસ રોકીંગહામનો અવાજ મારે કાને અથડાયો. તીક્ષ્ણ નજરે જોતાં મને જણાયું કે હવે તે ખરેખરી લ્યુસીઆ સાથે વાત કરતો એક બેંચ પર બેઠો હતો.

"તમે કહેવા શું માગો છો ? હું તમને આજે અહિં અગાઉ મળી ગઇ ? ક્યારે ? તમે ગાંડા થયા છો કે શું ?" લ્યુસીઆ ઉશ્કેરાટ અને ભયથી પુછવા લાગી.

"લ્યુસી ! આવો દંભ શામાટે કરે છે ? તું મને હમણાંજ આ બગીચામાંજ મળી ગઇ. પણ તે વખતે તું રડતી હતી અને મારી સાથે કંઇ બોલી ન્હોતી. તું આજ લાલ બુરખો પહેરીને આવી હતી –" હોરેસે કહ્યું.

"હોરેસ ! કંઇ ભયંકર ભુલ થઇ છે. બોલો, શું બાણ્યું હતું તે પછી કોઇ સ્ત્રી તમને મળી હતી ?"

"હા."

"ઓ રામ ! મારૂં શું થશે ?" જાણે મોત આવ્યું હોય તેમ થરથરતા અવાજે અર્લની પુત્રીએ કહ્યું:

"હોરેસ ! હું તમારી પાસે આવી ન્હોતી. બોલો, તમે તેને મારે નામે બોલાવી હતી."

"હા. મેં તારી ફોઇનું નામ પણ લીધું હતું."

"ત્યારે તો મારૂં સત્યાનાશ વળી ગયું." લ્યુસીઆ રડી પડી. "હોરેસ! તમે મને જૂલમથી દગાથી ભ્રષ્ટ કરી એટલુંજ નહિ પણ નિર્દય બેદરકારીથી તમે મારો શરમભર્યો ભેદ બીજી કોઇ સ્ત્રીને જણાવી મારી જીંદગી ધુળમાં નાખી."

"તેમાં હું શું કરૂં? તારો બુરખો કોઇ બીજીએ પહેર્યો હશે તેની મને શી ખબર?"

"બરાબર! એમાં તમારો કંઇ વાંક નથી. હોરેસ! મારો ભયંકર ભેદ પ્રગટ થયો છે એટલે મને તમારા પ્રેમની વધુ જરૂર છે. હોરેસ! પ્રભુની નજરે હું તમારી પત્ની છું. બોલો, કે ક્યારે તમે દુનિયાની નજરે મારો સ્વીકાર કરશો."

"લ્યુસી! સાંભળ હવે આપણાં લગ્ન અશક્ય છે." તે નિર્દય પાપી લાગણીહીન અવાજે બોલ્યો.

"અશક્ય? શા માટે? નહિ. નહિ. હોરેસ! એમ ના બોલો. તમે મને તજી દેશો તો મારૂં મોત થશે."

"શાંત થા ને મારા એક સવાલનો જવાબ આપ. તું એક ભીખારીને પરણશે?"

"ઓહ! હોરેસ! તમે મશ્કરી કરો છો. તમે મને ભ્રષ્ટ કરી હવે તજી દેવા માગો છો?"

"લ્યુસી! હું મશ્કરી કરતો નથી. મારા પિતા પાયમાલ થઇ ગયા છે. અને મારી પાસે એક કાણી કોડી પણ નથી. બોલ, તું મારા જેવા ભીખારીને પરણશે?"

"હા. હા." લ્યુસીઆ પાગલ જેવી બોલી ઉઠીઃ "અમે તે બોલે હું મારા બાળકને તેના પિતાનું નામ આપવા માગુ છું."

"તું તો ગાંડી થઇ છે. હુ એકલો છું છતાં ગરીબી સહી શકતો નથી તો ત્રણ ત્રણ જીવનું શી રીતે પાલન થશે ! તારા બાપની વડીલોપાર્જિત મીલકત પર તારા મોટા ભાઇનો હક છે. અને પોતે પણ ઉડાઉ ખર્ચ કરે છે. વળી તે મને ધિક્કારે છે એટલે જો તું મને પરણશે તો તારા પિતા તને કંઇ આપવાના નથી."

લ્યુસીઆ ડુંસકે ડુંસકે રોવા લાગી પણ હોરેસના રાક્ષસી હૃદય પર તેની કંઇ અસર થઇ નહિ.

"હોરેસ ! મારી છેલ્લી વાત સાંભળી લો. તમે ગરીબ હો કે તવંગર પણ હું તમને પરણવા તૈયાર છું. તમે સારી પેઠે જાણો છો કે હું તમને મારી ઇચ્છાથી વશ થઇ ન્હોતી. પણ તમે છુપી રીતે મારા શયનગૃહમાં ઘુસી આવ્યા હતા અને દગાથી–બલાત્કારથી તમે મને ભ્રષ્ટ કરી હતી. હવે મને તજી દઇને હંમેશને માટે કલંકિત કરશો ?"

"લ્યુસી !" લોબંડી વ્યંગ કરતો હોરેસ બોલ્યો. "જો એમજ હતું, તો તારા બાપે આપણું વેશવાલ તોડી નાખ્યું ત્યારેજ તેં તેને શા માટે ન સમજાવી લીધો ?"

"તે વખતે મારી દશાની મને ખબર ન્હોતી. વળી તમે મને પરણવાના હતા છતાં એજ વખતે એક બે બદનામની સ્ત્રીના પ્રેમમાં પડયા હતા તે જાણીને હું ગુસ્સે થઇ હતી. પણ જ્યારે મારી ખાત્રી થઇ કે તમારા જુલ્મનું ભયંકર ચિન્હ મારા પેટમાં છે..."

"આહ ! તે પછી તને લાગ્યું કે મને ફરીથી આહવાનો દંભ કરવામાં સાર છે. એમજને ! નહિ. નહિ,—હું તને પરણીને ભુખમરો વ્હોરી લેવા માંગતો નથી."

"બસ કરો, સાહેબ !" અચાનક લ્યુસી મક્કમ થઇ. "હવે હું તમને વિનંતી કરવા માગતી નથી. જાઓ, મારૂં જેવું નસિબ હશે તેમ થશે પણ પ્રભુની ખાતર મારૂં કલંક જાહેર કરી તમારા પાપનો ઘડો વધુ ના ભરતા."

"હું તારા કલંકનો ભેદ કોઇને કહીશ નહિ" કહી હોરેસ લ્યુસીને છોડી ગયો. લ્યુસી બેંચપર બેસી રહી. થોડીકવાર રડીને તેણે પોતાની છાતી હલકી કરી. મને તેની દયા આવી. એ બિચારી બદમાસ હોરેશન જુઠમનો ભોગ થઇ પડી હતી તેથી તેને મદદ કરવાની મને પ્રેરણા થઇ અને હું મારી છુપી જગાએથી નીકળી તેની સામે જઇ ઉભી.

"તમે કોણ છો ?" મને પોતાની પાસે ઉભેલી જોઇ લ્યુસી સાવધ થઇ.

"હું ગમે તે હોઉં તેની દરકાર ના કરો. હું એટલુંજ કહું છું કે તમારો ભેદ કોઇ જાણી શકશે નહિ. મેં તમારો ગુપ્ત પ્રશ્ન પકડ્યો હતો." મેં કહ્યું.

"ઓ પ્રભુ !"

"ડરો ના."

"પણ તમે કોણ છો? બોલો, કૃપા કરી બોલો."

"હમણાં નહિ. પરમ દહાડે બપોરે ત્રણ વાગે હાઇડ પાર્કમાં સરપેન્ટાઇન બ્રીજ પાસે તમે આવી શકશો?"

"હા. પણ તમને હું ઓળખીશ શી રીતે?"

"જુઓ—મારો ચહેરો જોઇ લો." કહી મેં બુરખો દૂર હઠાવ્યો. હ્યુસીઆ મને બે ચાર પળ જોઇ રહી.

"હવે તો ઓળખી શકશોને?"

"હા."

"તો પરમ દહાડે મળજો. ગભરાતા ના. હું તમને મદદ કરીશ."

તે આભાર માનવાને કંઇક ગણગણી પણ તે સાંભળવાને હું થોભી નહિ. દિવાનખાનામાં જઇ હું આલ્બનલીને મળી અને અમે ગાડીમાં બેસી ઘેર આવ્યાં.

# પ્રકરણ ૧૩ મું.

## બીજો પ્રેમી.

બુરખા નાચમાં આલ્વનલીએ અર્લ ઓફ઼ હેવલીને મારી નજર સામે જે ક્રુર તાણો માર્યો હતો ત્યારથી મને મારા ધણી પર ગુસ્સો ઉપજ્યો હતો અને મને ફરીથી કદિ ન મળે તે માટે તેણે આમ કર્યું હતુ એ પરથી તેને મારા વર્તન પર શક ઉપજ્યો હતો એનો ચોક્સ હતું. હું તેની પરણેલી પત્ની હોવાની છતાં હું તેને વફાદાર રહી હતી. પણ એ બનાવ પછી મને તેના તરફ અભાવ આવ્યો. બીજે દિને સવારે હું એકલી વિચાર કરતી બેઠી હતી. એવામાં મને રેજીનાલ્ડ ફોરટેસ્ક્યુની યાદ આવી. એ ખુબસુરત યુવાનને ચોરીવાળી રાતે મીસીસ હોરબરોને ત્યાં જોઇને મને અદેખાઇ ઉપજી હતી. રેજીનાલ્ડ પર જાણે મારો કંઇ હક્ક હોય એમ લાગ્યું હતું. હું તેનાજ મીઠા સ્મરણમાં હતી એવામાં દાસી એક પત્ર લઇ આવી. ઓહ! કેવો આનંદ? એ પત્ર કેપ્ટન ફોરટેસ્ક્યુનોજ હતો અને તેણે મને ત્રણ વાગે મળવા આવવાની ખબર આપી હતી.

મારા આનંદનો પાર રહ્યો નહિ. રેજીનાલ્ડ તરફ મને અનિવાર્ય ભાવ પેદા થયો હતો. મેં ખાસ સંભાળથી મારી દેહ શણગારી. બરાબર ત્રણ વાગે તે આવ્યો અને એક ખુરશી પર બેસી મધુર સ્વરે બોલ્યો: "મીસ લેમ્બર્ટ! ચોરીવાળી રાત પછી મેં તમને વારંવાર મળવાની વિનંતી મોકલી હતી—"

"કોની સાથે?" મેં અજબ થઇ પુછ્યું.

"મીસીસ હારબરો સાથે."

"તેણે મને એક પણ સંદેશો પુગાડયો નથી."

"આહ! હવે એ બદમાસ ઓની લુચ્ચાઇ હું સમજયો એ પોતાના સ્વાર્થ માટે મારા સંદેશા પહોંચાડતી નથી. ખરેખર, મીસ લામ્બર્ટ! તમે તે રાતે મને એ બલાને ત્યાં જોઇને ગુસ્સે થયાં હશો."

"કેપટન! તમારા વર્તનની ટીકા કરવા મને કંઇજ હક નથી."

"પણ તમે મને જોઇને તે રાતે નારાજ તો થયાજ હતા અને મને તેથી આનંદ થયો હતો. તમે મીસીસ હારબરો તરફ અદેખાં થયાં તેથી મારા જીગરમાં આશા ઉપજી હતી."

"કેપટન! આ વિષય......"

"પડતો મેલાય તેમ નથી." તેણે વાકય પુરું કર્યું." રોઝ! વ્હાલી રોઝ! હું તને ચાહું છું "કહી તેણે મારો હાથ પોતાના હાથમાં લઇ તે પુર ચુમી લીધી. હું કંઇજ ન બોલી. પ્રેમના અતુલનીય સુખનું મને પ્રથમજ ભાન થયું. મારી મૌન પ્રસન્નતા જોઇ તેણે મને ચુબનોથી નવરાવી નાખી. એજ પળે બારણાં ઉઘડયા અને ઉંબરા પર આલ્વનલી ઉભેલો જણાયો. મારાથી ભયને લીધે ચીસ પડાઇ ગઇ: પણ કેપટન ફોરટેસ્કયુનું રૂંવું પણ ફરક્યું નહિ.

"સાહેબ!" કેપટને આલ્વનલીને સંબોધી કહ્યું: "હું આ લલનાને ચાહું છું તેનો ઇનકાર કરતો નથી. એ વિષે વધારે બોલવાની જરૂર

નથી. તમે મારી સાથે દ્વંદ્વ યુધ્ધ રમવા માગતા હો તો ગમે તે પળે હું તૈયાર છું."

"મારે માટે દ્વંદ્વ યુધ્ધ રમાય? નહિ. નહિ. મારે માટે કોઇનો જાન જોખમમાં નાખવાની જરૂર નથી."

"શાંત થા, વ્હાલી રોઝા! તું ગભરા ના. તારે માટે મારા જેવી હજારો જીંદગી કુરબાન છે." મારા નવા પ્રેમીએ કહ્યું.

બન્ને મને છોડી ગયા. આખો દિવસ મેં ભારી ચિંતામાં પસાર કર્યો. સાંજે મને રેજીનાલ્ડે એક ચીઠી મોકલી ખબર આપી કે તે આલ્વનલી સાથે બંદુકબાજીની લડાઇ લડી પરવાર્યો હતો. બન્નેએ સામ સામી એક એક ગોળી છોડી હતી અને આલ્વનલીને ડાબા હાથ પર સહેજ જખમ થયો હતો યુધ્ધ પૂરું થયા પછી આલ્વનલી યુદ્ધસ્થાનથી વર્ત્યો હતો અને તેણે ખુશીથી મારા પરનો પોતાનો દાવો છોડી દીધો હતો.

આ પત્ર મળ્યા પછી મને આલ્વનલીનો પત્ર મળ્યો. તેમાં તેણે લખ્યું હતું કે મારી સાથેનો તેનો સંબંધ પૂરો થયો છે પણ તે મારા તરફ દુશ્મનાવટ ધરાવતો નથી. રેજીનાલ્ડ સાથે હું સુખી થાઉં એવી આશા દર્શાવી તેણે મને આપેલી બધી ચીજો મારી માલીકીની ગણવાની વિનંતી કરી હતી આ પત્ર વાંચી મને શોક થયો પણ રેજીનાલ્ડના પ્રેમ આગળ એ શોક ઉડી ગયો.

થોડાજ વારમાં મને યાદ આવ્યું કે આજે મેં હાઇડ પાર્કમાં બેડી લ્યુસીઆને મળવાનું વચન આપ્યું હતું હજુ ત્રણ વાગવાને હજ

મીનીટની વાર હતી. હું જલદી જલદી હેટ પહેરી બહાર નીકળી. ગાડીમાં બેસી હું હાઇડપાર્કથી થોડેક દુર ઉતરી પડી. તે પછી ચહેરા પર બુરખો નાખી હું પુલ તરફ ગઇ. તો એક બુરખાવાળી સ્ત્રી ત્યાં ધીમે ધીમે ફરતી જણાઇ. તે મારી નજીક આવતાંજ તે ધ્રુજતી હતી હું સમજી ગઇ.

“લેડી લ્યુસીબા ! તમે જેને શોધો છો તે હુંજ છું. ચાલો, ઝાડોની ઘટામાં એકાંતમાં બેસી વાત કરીએ. મેં કહ્યું અને તેને લઇ હું એક મોટા ઝાડ પાસે ગઇ. બેંચ પર બેઠાં પછી મેં બુરખો કાઢી નાખ્યો. આ જોઇ લેડી લ્યુસીબાએ પણ જરા બુરખો ઉંચો કર્યો. તેનો ચહેરો ખુબસુરત પણ લાગણીહીન હતો. તેના વાળ ચળકતા કાળા ભમ્મર જેવા હતા. તેની આંખો વિશાળ અને કાળી હતી પણ તે ભાવહીન હતી. તેનાં નયનોમાં ભાવનાની ચમક ન્હોતી કે આવેશનો ચમકારો ન્હોતો, અને મને તે જડ સુંદર પુતળી જેવીજ લાગી.

‘તમે બુરખો પહેરી રાખો કેમકે તમને કોઇ જોઇ જાય તેમાં સાર નથી.” મેં તેને સલાહ આપી અને અમે બંનેએ પાછા એક બીજાના મ્હોં ઢાંકી દીધા.

“તમે મને ઓળખી ગયાં છો પણ તમે કોણ છો તેની હજુ મને ખબર નથી.”

“મારૂં નામ મીસીસ વીલ્ટન છે.” મેં તરત જવાબ આપ્યો:

“મારા પતિ ઇસ્ટ ઇંડીઆ કંપનીની નોકરીમાં હિંદુસ્તાનમાં છે અને હું લંડનમાં મારી એક સખી સાથે રહું છું. બુરખા નાચમાં

હું મારા પીત્રાઇ સાથે આવા હતી તે વખતે ગભરાટમાં મારો બુરખો પડી જવાથી મેં બગીચામાં પડેલો લાંબો બુરખો પહેરી લીધો હતો અને તે દરમીયાન એક યુવાન મારી સાથે વાતે વળગ્યો હતો તે પરથી તમારો ભેદ મારી જાણમાં આવ્યો હતો તે તમે જાણો છો."

"તમે તમારા પિત્રાઇને કંઇ વાત કરી નથી ?"

"નહિ. એક શબ્દ પણ નહિ. તમારી કરૂણ કથા સાંભળ્યા પછી મને વિચાર આવ્યો કે આવી નાજુક દશામાં તમને કોઇ નિઃસ્વાર્થી સખીની જરૂર છે અને લેડી લ્યુસીઆ! હું તમને સહાય કરવા—તમારા પરની આફત ટાળવા તૈયાર છું."

"તમારો કેવા શબ્દોમાં આભાર માનવો તે હું સમજી શકતી નથી. હા. થોડા સમયમાં મને તમારાં જેવાં સ્નેહાલ સખીની ગુપ્ત સહાયની જરૂર પડશે પણ કુટુંબની જાણ વિના હું શી રીતે બહાર નીકળીશ તેની મને સમજ પડતી નથી. ગમે તે થાય પણ મારા બાપની મારા કોઇ પણ કુટુંબીને ખબર પડે તે કરતાં હુ મોતને બહેતર માનું છું."

વધુ વાતચીત પરથી મને ખબર પડી કે લેડી લ્યુસીઆને છઠ્ઠો મહિનો જતો હતો. હજુ બે મહિના સુધી તે પોતાની હાલત છુપાવવાને શકિતવાન હતી તેને ભય તેની દાસીનોજ હતો, મેં તેને સલાહ આપી કે આઠમો મહિનો બેઠા પછી તેને સુવાવડ માટે બે મહિના તેનું ઘર છોડવું પડશે, તે વખતે તેની દાસીની તેને અનિવાર્ય જરૂર પડશે માટે એ દાસીને વિશ્વાસમાં લેવી. લ્યુસીઆએ વાત

કબુલ કરી એટલે મેં તેને ખાત્રી આપી કે હું તેની ખાનગી સુવાવડ કરવા માટે એક એકાંત ઘર રાખીશ અને ત્યાં ખોટા નામ નીચે તે બે મહિના રહી શકશે.

"પણ મીસીસ વીલ્ટન!" તેણે પુછ્યું: "આપણે ફરીથી મળીએ તે પહેલાં મારે તમારી સાથે પત્ર વહેવાર ચલાવવો હોય તો કયે ઠેકાણે પત્ર લખું?"

"જો તમે હું જે સગાંઓને ત્યાં રહું છું ત્યાં પત્ર લખશો તો તે કદાચ કોઇના હાથમાં જવાનો ભય છે. માટે તમે મારે નામે ઓક્ષફર્ડ સ્ટ્રીટમાં કેવેન્ડીશ સ્ટ્રીટની પોષ્ટ ઓફીસમાં લખજો હું ત્યાં જાતે જઇને થોડે થોડે દહાડે તપાસ કરતી રહીશ."

"વારૂ–"

"લેડી લ્યુસીઆ! મને માફ કરજો પણ તમે પુનઃ તમારા દગાબાજ પ્રેમીને મળવા......"

"નહિ. નહિ. અમે હંમેશાને માટે જુદાં પડયા છે. એ બદમાસ પોતાની ખુશીથી મને મળવાનો નથી. અને હું? હું તેનું કાળું મ્હોં ફરી જોવા માગતી નથી."

"પણ કદાચ તમે તેને મળો તો કૃપા કરી કોઇ રીતે મારૂં નામ ન દેતા; નહિ તો મારા સગાઓને કંઇ કંઇ શક જશે અને મારા પતિ હિંદમાંથી પાછા ફરે ત્યારે કદાચ મારા પર ગુસ્સે થાય—"

"તમારા અપુર્વ ઉપકારનો બદલો એવો અપકારથી વાળું એવી હું

નીચ નથી. નહિ. નહિ. હું કોઇ પાસે તમારું નામ લઇશ નહિ. એ દુષ્ટનું હવે નામજ ન હો. ઓ પ્રભુ! એવા પતિને ગળે જીવનભર બંધાવા કરતાં તો મોત હજાર દરજ્જે બહેતર છે.! મીસીસ વીલ્ટન! તમે માનશો? એ બદમાસ મારી સાથે વેવીશાળ થયલા હતા ત્યારે પણ તે એક બે બદામની વેશ્યા સાથે પ્રેમ કરતો હતો!" લેડી લ્યુસીઆ પ્રખર ધિક્કારથી બોલી. હું ચોંકી. એ "બે બદામની વેશ્યાજ" તેને આ સમયે મદદ કરવા આવી હતી તેનો તેને ખ્યાલ પણ ન્હોતો. હું જેમ તેમ મારો મનોભાવ છુપાવી શાંત રહી.

લેડી લ્યુસીઆ મારો આભાર માની વિદાય થઇ. હું ઘેર ગઇ ત્યારે પાંચ વાગી ગયા હતા. રેજીનાલ્ડે તે દરમીયાન એક–ચીઠી મોકલી મને ખબર આપી હતી કે તેણે મારે માટે ચેલસા-માં સ્લોન સ્ટ્રીટમાં એક ઘર ભાડે લીધું છે. મીસીસ હારબરોના ઘરથી હું કંટાળી ગઇ હતી એટલે મેં તરત ઘર ખાલી કરવાનો હુકમ કર્યો અને હું મારા માનીતા આશક રેજીનાલ્ડના આશ્રયમાં જઇ રહી.

રેજીનાલ્ડ લાઇફ ગાર્ડસનો કેપટન હતો. તેની ઉમ્મર પચીસ વરસની હતી. હજુ તે પરણ્યો ન્હોતો. તે શિક્ષિત, સંસ્કારી અને બુધ્ધિશાળી હતો. તેનો પિતા બેરોનેટ હતો. માતા તેના બાલપણ-માંજ ગુજરી ગઇ હતી. તેનો પિતા ઉત્તર ઇંગ્લાંડમાં પોતાની જાગીર-માં વસતો હતો અને લંડનમાં ભાગ્યેજ આવતો. તે પોતાના પુત્રને મળવા માટે તેને વર્ષમાં બે વાર પોતાના ગામમાં બોલાવતો અને રેજીનાલ્ડ "બાપાજી"ને સમજાવીને વધુ ખીસા ખરચી મેળવવા માટે નિયમિત રીતે બુઢ્ઢાજીને મળવા જતો. સર રેજીનાલ્ડ હારટેરકયૂ

શ્રીમંત હતો. સ્વભાવે ઉદાર હોવાથી તે પોતાના પુત્રને જોઇએ તેટલા પૈસા આપતો. તેણે આખી જીંદગી ગામડાંમાં ગાળેલી હોવાથી લંડનમાં લાઇફ ગાર્ડસના કેપટનને વિશેષ ખર્ચ થતોજ હશે એમ માનીને તે પોતાના પુત્રની માગણી મંજુર કરતો હતો. લંડનમાં તેના કેટલાક જુના મિત્રો હતા. તેઓ યુવાન રેજીનાલ્ડ પર દેખરેખ રાખતા. પણ તેઓની નજર સામે રેજીનાલ્ડ આદર્શ વર્તન રાખતો તેથી તેના પિતા પાસે તેને વિષે જરાપણ ખરાબ વાત ગઇ ન્હોતી. પોતાના પિતાનો પ્રેમ જાળવી રાખવા માટેજ તેણે હંમેશાં મારી સાથે રહેવા પસંદ કર્યું ન્હોતું. પોલમાલમાં તેણે પોતાને માટે એક ઘર રાખેલું હતું તે હજુ કાયમ હતું. આ પરથી સમજાશે કે રેજીનાલ્ડ હજુ સમાજની નજરે શુધ્ધ ગૃહસ્થજ ગણાતો હતો. મારે માટે તેને આલ્વનલી સાથે દ્વંદ્વયુધ્ધ થયું હતું એ વાત ગુપ્ત રાખવામાં આવેલી હોવાથી વર્તમાન પત્રોમાં તે છપાઇ ન્હોતી અને તેથી વૃધ્ધ બેરોનેટને એ બનાવની જરાપણ ખબર પડી ન્હોતી.

# પ્રકરણ ૧૪ મું.

## દગાબાજી.

મેં રેજીનાલ્ડનો પ્રેમ સ્વીકાર્યા પછી દોઢ મહિનો વહી ગયો. લેડી લ્યુસીઆ તરફની કંઇ ખબર મેળવવા માટે હું કેટલીક વાર કવેન્ડીશ સ્ક્વેરની ટપાલ આફીસમાં તપાસ કરી આવી. પણ મારા નામનો કોઇ પત્ર ન્હોતો તે પરથી મે માની લીધું કે લ્યુસીને કરવાનું કંઇ કારણ હોવું જોઇએ નહિ. છાપા પરથી મને ખબર મળી કે અર્લ ઓફ ધવલી તેના કુટુંબ સાથે પોતાની જાગીરમાં રહેવા ગયો હતો. આ બીના જાણીને મને બેઆર આનંદ થયો કેમકે લ્યુસીને હું મદદ કરૂં તે પહેલાં હું કોણ છું તેની તેને હું ખબર પાડવા દેવા માગતી ન્હોતી.

આ દોઢ મહિનામાં ફરવા જતી વખતે આલ્વનલી મને વારવાર રસ્તામાં મળી જતો. તે વખતે તે મને માનથી નમન કરતો અને હું પણ માનથી મસ્તક નમાવતી. તેના દિલમાં મારા તરફ જરા પણ અભાવ કે દુશ્મનનીની લાગણી ન્હોતી. તેણે જે જે નર નારીઓની મારી સાથે પીછાન કરાવી હતી તેઓ પણ સ્લોન સ્ટ્રીટમાંના મારા નવા ઘરમાં મને મળવા આવતા અને રેજીનાલ્ડ બહાર જાય ત્યારે મને એકાંત વસમું લાગતું હોવાથી હું ખુશીથી તેઓની મુલાકાત લેતી. મારા ભાઇને મેં મારા નવા ઠેકાણાની પત્ર લખીને ખબર આપી હતી પણ તે મને મળવા આવ્યો ન્હોતો. આ પરથી તે લંડનમાંથી વિદાય થયો હશે એમ મેં ધાર્યું. જો તેમ હોય તો તો તેને માટે

સલામતીભર્યું હતું કેમકે લંડનમાં બદમાસ હોરેસ તેના પર ક્રોધ જાતનું વેર લે એવો ભય હતો.

રેજીનાલ્ડને હું ખરા જીગરથી ચાહતી હતી. તેના પર હું પાગલ થઇ ગઇ હતી. દોઢ મહિનો મેં સંપુર્ણ સુખમાં પસાર કર્યો. જાણે એક સ્વર્ગીય સ્વપ્નુંજ પસાર થઇ ગયું.

એક દિવસ હું બપોરે એકલી બેઠી હતી એવામાં ટપાલી એક કાગળ આપી ગયો. એ પત્ર વાંચતાંજ મારૂં સુખસ્વપ્ન ઉડી ગયું. એ નનામો પત્ર નીચે મુજબ હતો:

તા. ૧લી ઓગસ્ટ ૧૮૪૧.

તમારી સુંદરતા, તમારો સદગુણી સ્વભાવ અને તમારા ઉમદા ચારિત્ર્યને લીધે હું તમને આ પત્રથી એક ગંભીર ચેતવણી આપવા માગુ છું. રેજીનાલ્ડ ફોરટેસ્ક્યુ એક વાર તમારી પેઠેજ પ્રબલ પ્રેમથી ચાહવાનો દાવો કરતો હતો. પણ હવે તેણે મને નિરાધાર દશામાં છોડી દીધી છે. તમારી દશા પણ એક દિવસ એવી નહિ થાય તે માટે અગાઉથીજ ચેતી જાઓ. તમે એમ સમજતા હશો કે તમારો પ્રેમી લશ્કરી નોકરી બજાવવા ગયો છે; પણ ખરી સ્થિતિ તેથી જુદીજ છે તમને એકલાં છોડી તે પોલ માલમાં ના પોતાના ઘરમાં બીજીજ કોઇ સ્ત્રીના પ્રેમની લહેજત ચાખે છે.

આ પત્ર વાંચતાંજ હું પાગલ થઇ ગઇ. સારાસારનો વિચાર કર્યા વિના હું સીધી પોલ માલમાં દોડી ગઇ અને કેપટન રેજીનાલ્ડના

ઘર આગળ જઇ જોરથી બારણું ખખડાવ્યું. તરત એક નોકર હાજર થયો.

"કેપટન ફોરટેરક્યુ ઘરમાં છે?" મેં આવેશભર્યા અવાજે પુછ્યું.

"નહિ મેડમ!"

"તારી ખાત્રી છે કે તે ઘરમાં નથી?"

"હા. મેડમ! મારા શેઠ આજે પહેરા પર છે અને કાલે રહવાર સુધી છુટવાના નથી."

મને લાગ્યું કે નોકર તદ્દન જુઠું બોલે છે. મારી ઇર્ષ્યા વધી ગઇ. રેજીનાલ્ડ ખરેજ કોઇ માશુકના ગાલ ચુમતો અહિં છુપાયો છે એવો મને શક ગયો.

"તારા શેઠ ઘરમાં ન હોય તો કંઇ ફીકર નહિ. હું તેમને એક ચોઠી લખી જઇશ."

"પણ મેડમ! તમને આવકાર આપવા માટે ઘરમાં કોઇ સ્ત્રી નથી."

"કંઇ ફીકર નહિ. હું ચીઠી લખીને ચાલી જઇશ."

નોકરે માનથી નમન કરી મને ઘરમાં દાખલ કરી. આસપાસ નજર કરતાં મારી ખાત્રી થઇ ગઇ કે ત્યાં કોઇ ન્હોતી. એજ પળે આગલા બારણા કોઇએ ખખડાવ્યા. નોકર ત્યાં દોડી ગયો.

"કેપટન ફોરટેરક્યુએ ગઇ કાલે લાયબ્રેરીમાંથી આવેલું નવું નોવેલ મંગાવ્યું છે." આવનાર સખસ બોલ્યો અને નોકર ઓરડામાં

આવી એક ચોપડી લઇ ગયો. મારી ખાત્રી થઇ ગઇ કે કોઇ બદમાસે અમારા પ્રેમમાં વિઘ્ન નાખવા માટેજ પેલો નનામો પત્ર લખ્યો હતો. મારા વ્હાલા રેજીનાલ્ડ પર ખોટો શક લાવવા માટે મને પસ્તાવો થતો લાગ્યો અને મારી આંખમાંથી બે ચાર આંસુ ખરી પડયાં. આંસુ લુછી નાખી મેં રેજીનાલ્ડને પત્ર લખવા માંડયો. તેમાં મેં મને ઉપજેલી અદેખાઇની લાગણી કબુલ કરી તેની માફી માગી અને તે સાથે પેલો નનામો પત્ર કવરમાં નાખી હું વિદાય થવાની અણી પર હતી એવામાં વળી પાછી ઘંટડી વાગી. હું ચમકીને ઉભી થઇ. બે ત્રણ પળમાં એક વૃધ્ધ ગૃહસ્થ મારી પાસે આવી ઉભો.

"તમે કેપટન હોરટેસ્કયુની રાહ જુઓ છો, મેડમ!" તેણે જરા કડવાશથી પુછયું.

"હું—હું—કેપટનને મળવા આવી હતી. પણ તે ઘરમાં નથી." મેં લથડતી જભાને જવાબ આપ્યો.

"તમને કંઇ ખાસ કામ હતું ?"

"નહિ. કહી હું ગભરાતી ગભરાતી ઘરમાંથી બહાર નીકળી ગઇ. આ ગૃહસ્થ કોણ હશે ? રેજીનાલ્ડનો પિતા હશે ? ઓ પ્રભુ ! જો એ કલ્પના ખરી પડે તો ! ખરેખર, મેં આ ઘરમાં આવીને મારા પ્રિયતમની આબરૂને નુકસાન કર્યું હતું. શોક અને ગ્લાનિથી હું રડવા જેવી થઇ ગઇ. રસ્તેથી જતી ભાડાની ગાડીમાં હું યંત્રની પેઠે બેસી ગઇ અને ફરી વિચારમાં પડી. ગાડી કયે રસ્તે જતી હતી તેનો મને ખ્યાલ પણ ન્હોતો. અરધા કલાક પછી મને લાગ્યું કે બળતીજ

ગલીમાંથી ગાડી પસાર થતી હતી. કદાચ ડરાઇવર ટુંકે રસ્તે જતો રશે એમ ધારી હું ચુપ રહી. અચાનક ગલીની અધવચમાં ગાડી ઉભી રહી. સામેના ઘરમાંથી એક બાઇ બહાર નીકળી આવી અને તેણે ડરાઇવરને પુછયું:

"આ મીસ લામ્બર્ટ છે?"

"હા." ડરાઇવર બોલ્યો.

"તમને મારૂં શું કામ છે? " મેં ગભરાટથી પૂછયું.

"મને તમારી જરૂર નથી. પણ તમારો ભાઇ સીરીલ છેલ્લી ઘડીએ તમને મળવા માગે છે. તે મોતની અણી પર છે." પેલી સ્ત્રીએ જવાબ આપ્યો.

"સીરીલ! મોતની અણી પર? ઓ ખુદા!" હું બબડી અને પાગલ જેવી ગાડીમાંથી ઉતરી વીજળીક વેગે ઘરમાં દાખલ થઇ. પેલી સ્ત્રી મારી પાછળ આવી. એક દાદર ચઢી અમે ઉપર ગયા એટલે એક ઉઘાડા ઓરડા તરફ હાથ લંબાવી તે બોલી: "પેલા ઓરડામાં પડયા છે, મીસ લામ્બર્ટ!"

દિવાની જેવી હું તે ઓરડામાં દોડી ગઇ. તેજ પળે તેના બારણાં બંધ થઇ ગયા અને મારી સામે હોરેસ રોકીંગહામ ઉભો રહ્યો.

"બદમાસ છોકરા! આ દગાબાજીનો અર્થ શો? મને જવા દે."

કહી હું બારણા તરફ દોડી પણ તે બદમાશ મારી પહેલાં બારા પાસે જઈ પુગ્યો અને બારણાને અઢેલી ઉભો રહ્યો. તેના બ હાથમાં એક એક પીસ્તોલ હતી અને તેને ચહેરો ઘણોજ વિકરા થઇ ગયો હતો.

"ઉભી રહે રોઝ! મારી વાત સાંભળ." તે બરાડ્યો.

"નહિ. નહિ. એક બોલ પણ નહિ. નીચ કર્મ ચંડાળ! તા થી આ પીસ્તોલ વપરાવાની નથી. મને જવા દે; નહિ તો વાઘણ પેઠે હું તારા પર તુટી પડીશ." મેં ભયંકર ચંડિકા સ્વરૂપ ધારણ કર

"સીધી ઉભી રહે." કહી તેણે મારા કપાળ સામે પીસ્તે તાકી અને હું ભયથી પાછી હટી ગઈ.

પીસ્તોલ મુકી દો. તમે શું માગો છો?"

"રોઝ! તું જાણે છે કે એક વાર હું તને પાગલ પ્રેમથી ચાહ હતો. જો સંજોગવશાત તું મારી થઇ ન હોત તો કદાચ હું પરણવાની મુર્ખાઇ પણ કરી નાખત." તે પીસ્તોલ જરા નીચી બોલવા લાગ્યો: "મેં તારા યૌવનનો પ્રથમ લ્હાવો લીધો તે પછી નાસી ગઇ અને આલ્વનલીની રખાત થઇ. જરમીન ઓટમાં હું ઘેર આવ્યો ત્યારે બદમાસ અલ્સ ઓફ ધવલી સંતાયો હશે બાન પણ ન હોવાથી મેં મારા દીલનો એકરાર કર્યો. હું ખરેખર ચાહતો હતો—હજૂ પણ ચાહુ છું અને ગમે તે ભોગે મારી બનાવીશ"

"કાળાંતરે પણ નહિ બદમાસ! મને જવા દે; નહિ તો ચીસા ચીસ પાડીશ."

"ચુપ રહે; નહિ તો હું કંઇ નવા જુની કરી નાખીશ." કહી તેણે ફરીથી મારા માથા સામે પીસ્તોલ ધરીઃ "તું ચીસ પાડશે તો તારૂં કંઇ વળવાનું નથી; કેમકે આ એવું ઘર છે કે જેનાંથી દરરોજ એવી ચીસો પડયાજ કરે છે ને આજુબાજુના માણસો તેની જરા પણ પરવા કરતા નથી."

"નીચ શયતાન! તું મને કેવી જગાએ લઇ આવ્યો છે?"

"કેવી જગ્યા? તું તે કલ્પી શકતી નથી? જો, સાંભળ! હું તને પાગલ પ્રેમથી ચાહું છું. જો તું હા પાડે તો કાલે હું તને સુંદર આલીશાન ઘરમાં લઇ જઇશ અને આપણે બન્ને અમન ચેન કરીશું."

"નહિ. કદિ નહિ. તારા જેવા બદમાસનો પ્રેમ સ્વીકારવા કરતાં હું મોતને ભેટવાનું પસંદ કરીશ."

"એમ! ત્યારે બીજી વાત સાંભળ. આ ઘર કોઇ આબરૂદાર કુટુંબનું રહેઠાણ નથી પણ વેશ્યાનું ઘર છે. ગાડીવાળો અમારો માણસ છે, જો તું મારી આશક થવાની ના પાડશે તો હું અરધા કલાક પછી તને અહિંથી જવા દઇશ. પણ તું વેશ્યાના ઘરમાં અરધો કલાક રહી આવી છે એ બીના છડે ચોક કહેતો ફરીશ અને તે પુરવાર કરવા માટે મારી પાસે જોઇએ તેટલા સાક્ષીઓ છે. સાંભળ, એક નનામો પત્ર રેજીનાલ્ડ પર જશે, તેમાં તું મારી સાથે આ ઘરમાં આવી હતી એ બીનાનું વર્ણન કરવામાં આવશે—"

"નીચ! બદમાસ! શયતાન! તું એમ સમજે છે કે તે એ વાત માનશે?"

"હા. પ્રેમીઓ પોતાની માશુક વિષે જરા પણ શકમંદ ખબર મળતાં ઇર્ષ્યાળુ થઇ જાય છે. બોલ, તું મારો પ્રેમ પસંદ કરે છે કે મારી કાતીલ દુશ્મની?"

દુશ્મની? જાઓ, ભલે તમે મને પતીત વેશ્યા તરીકે જાહેર કર્યા કરજો. હું દુનિયાને જાહેર કરીશ કે તમારા બાપ પાસે કાણી કોડી પણ નથી." મેં એક તીર છોડયું અને તે આબાદ વાગ્યું. હોરેસનો ચહેરો ઉતરી ગયો.

"રોઝ! તું શું બોલે છે?

"હું સાચું કહું છું. તમારા પિતા શ્રીમંતાઇનો ડોળ રાખે છે પણ સટામાં તે પાયમાલ થઇ ગયા છે. બોલો, તમે શું કહેવા માગો છો? હવે તમે મારી સાથે કેવી રીતે વર્તવા માગો છો?"

"સબુર! હવે હું સમજ્યો. બુરખાનાચની મહેરબાની લાગે છે." હોરેસ બબડયો.

"હા. હોરેસ રોકીંગહામ! બુરખાનાચમાં તમે મને લેડી લ્યુસીઆ સમજીને બધો ભેદ કહી દીધો હતો."

"ઓ ખુદા! કેવી કમનસીબી!"

"બોલો હવે તમે મારી બદનામી કરશો કે?"

"નહિ. નહિ. મને માફ કર."

"તો જાઓ! જો તમે મારૂં નામ દેશો નહિ તો હું તમારા બાપની હાલતની જાહેરાત કરીશ નહિ. હવે મને જવા દો!"

ગરીબ વકરાની પેઠે તે બારણા પાસેથી ખસી ગયો અને હું તે બદમાસને છોડી તે ગંદા મકાનમાંથી બહાર નીકળી ગઇ. ફીટઝરી સ્ટ્રીટમાં આવ્યા પછીજ મેં ગાડી ભાડે કરી અને તે પછી હું સ્લોન સ્ટ્રીટમાં મારે ઘેર જઇ પહોંચી.

# પ્રકરણ ૧૫ મું.

## સુવાવડની તૈયારી.

હું સલામત ઘેર આવી પુગી. તે પછી રેજીનાલ્ડ ધર્યાંને વશ થઇ તેને ઘેર જવા માટે શું ધારશે તે વિષે હું વિચાર કરવા લાગી. કદાચ પેલો વૃધ્ધ ગૃહસ્થ તેનો પિતાજ હોય તો રેજીનાલ્ડનું શું થશે? તેનો બાપ તેને વિષે કેવો ખ્યાલ કરશે? ખરેખર, મેં ગંભીર ભુલ કરી હતી અને તે માટે મને ખરા જીગરથી પસ્તાવો થવા લાગ્યો. થોડી વારમાંજ રેજીનાલ્ડ આવી પુગ્યો. આવતાં વાર હું તને તેને વળગી પડી અને તેણે મને જોસથી છાતી:સરસી દાબી અનેક ચુંબનોનું દાન કર્યું.

"વ્હાલા! તમારા રૂમમાં મને મળનાર ગૃહસ્થ તમારા પિતા હતા?"

"હા."

"હેં! ત્યારે તે આપણને છુટાં પાડશે?" હું ગભરાઇ.

"શાંત થા." રેજીનાલ્ડે મને પાસે ખેંચી કહ્યું: "મારા પિતાએ તારો પત્ર વાંચ્યો હતો તે પરથી તેમને આપણા પ્રેમ સંબંધની ખબર પડી ગઇ છે. જેમ તને નનામા પત્રથી છર્બાણી કરવામાં આવી હતી. તેવીજ રીતે મારા ચારીત્ર્ય પર શંકા ઉપજે એવા નનામા પત્રો મારા પિતા પર પણ કોઇ બદમાસે લખ્યા હતા.

"આહ! કેવી નીચતા!" હું બબડી. મારી ખાત્રી હતી કે આ કામ હોરેસ રેકીંગહામનુંજ હતુ.

"હા. કોઇ નીચ માણસે મારા પિતાને લખ્યું હતું કે હું સુંદર રમણીઓ પાછળ મારી જીંદગીની બરબાદી કરી નાખું છું. આ વાતની તપાસ કરવા માટે બાપા લંડન આવ્યા—"

"અને આવતાં સાથેજ મને જોઇ—"

"ગભરા ના. વ્હાલી! મેં ગવર્નરને સમજાવી દીધા છે. મેં તેમને વચન પર વચન આપ્યા કે હવેથી હું ડાહ્યો ડમરો થઇ જઇશ, કદિ કોઇ સ્ત્રીની દોસ્તી કરીશ નહિ વિગેરે વિગેરે. મારા વચનથી સંતોષ પામી બાપાજી કાલે લંડનમાંથીજ વિદાય થશે. પછી આપણે મોજ કરીશું. કેમકે સેવક એક પણ વચન પાળવાના નથી."

"રેજીનાલ્ડ! તમારે મારે ખાતર તમારા પિતાને છેતરવા નહિ જોઇએ." હું બબડી.

"રોઝ! આ તું બોલે છે? શું મેં આપેલા વચન પ્રમાણે હું તારાથી છુટો પડું? નહિ. મારાથી કદિ એમ બનશે નહિ. રોઝ! વ્હાલી! હું કંઇ નાહાન છોકરો નથી કે બાપાજી નાક પકડીને ચલાવે! મેં તેમને સંતોષ થયા તે માટે માગ્યા તેવા વચન આપ્યા. પણ એ વચનો હું પાળવાનો નથી.

હું કંઇ ન બોલી. તેના મારા પરના પ્રેમની મને ખાત્રી થઇ. હવેથી નનામો પત્રોથી અદેખા ન બનતા એવા પત્રો એક બીજાને બતાવી દેવાનો અમે ઠરાવ કર્યો. અને આ બનાવ ભુલી ગયાં.

થોડા દહાડા પછી કવેન્ડીશ સ્ટ્રીટની પોષ્ટ ઓફીસમાં તપાસ કરતાં મને લેડી લ્યુસીઆનો પત્ર મળ્યો. તેમાં ટુંકામાંજ તેણે મને

બીજે દિને હાઇડ પાર્કમાંના પુલ પાસે મળવાની અરજ કરી હતી. પત્રની નીચે ફક્ત એકજ અક્ષરની સહી હતી.

બીજે દિને હું લેડી લ્યુસીઆને મળવા બપોરે ત્રણ વાગે પુલ પાસે ગઇ. તે ત્યાં હાજરજ હતી. મને જોતાંજ તેણે મને જોશથી શેકહેંડ કરી અને મારો વારંવાર આભાર માનવા લાગી.

"મીસીસ વીલ્ટન! તમારી મદદ માગવાનો સમય હવે નજીક આવી લાગ્યો છે." તેણે એક એકાંત જગાએ બેસી મને કહ્યું: "હવે હું વધુ દિવસ મારી હાલત છુપાવી શકીશ નહિ. બ્હેન! શું વાત કરૂં? મેં મારી જીંદગીને ભોગે આ ભેદ છુપાવ્યો છે.

"તમારી દાસી?"

"મેરીઆ મારી વિશ્વાસુ દાસી છે. તે બધું જાણે છે અને મને મદદ કરવાને તૈયાર છે. હાલમાં હું મારી ફોઇ માર્શ્યોનેસ ઓફ સડબરીને ત્યાં રહું છું. મારા માબાપ અને ભાઇ બ્હેન યુરપ ખંડના પ્રવાસે ગયા છે એટલે અત્યાર સુધી હું મારી હાલત છુપાવી શકી છું. હવે જો સલામતીથી છુપી રીતે સુવાવડ થઇ જાય—" આટલું બોલતાં બુરખા નીચે ચળકતી તેની આંખોમાં પાણી બરાબ આવ્યાં.

"ગભરાઓ ના લેડી લ્યુસીઆ! તમારાં ફોઇ તમારા પર બહુ દેખરેખ રાખે છે કે?"

"નહિ. કેમકે મારા પર તેને જરા પણ શક નથી."

"વારૂ—ત્યારે તમારી ફોઇ તમને જરૂર બે મહિના બહારગામ જવાની રજા આપશે—"

"પણ બહાનું !"

"સાંભળો—તમે કઇ બોરડીંગ સ્કુલમાં ભણ્યા હતા ?"

"બાથમાં મીસીસ આરલીંગટનની—સ્કુલમાં–" તેણે જવાબ આપ્યો.

"ઠીક. હવે મારી યુક્તિ સાંભળી લો. માનીલો કે મીસીસ આરલીંગટનની શાળામાં કેથેરાઇન રીવસ નામની તમારી દીલોજાન સખી હતી. એ કેથેરાઇન પણ તમારી પેઠે મોટી થઇ અને ઇસ્ટ ઇંડીઆ કંપનીની નોકરી કરતા મી. વીલ્ટનને પરણી મીસીસ વીલ્ટન થઇ છે. તેનો પતિ હિંદુસ્થાનમાં છે. મીસીસ વીલ્ટન તબીઅત સુધારવા માટે ઇંગ્લંડમાં રહે છે. તેનું સુંદર ઘર લંડનથી આળીસેક માઇલ દુર આવેલું છે. હવે ધારો કે હું મારે ઘરેથી એક પત્ર લખીને તમને મારે ત્યાં એક બે મહિના મહેમાન તરિકે બોલાવું તો તમારા ફોઇ હા પાડશે ને ?"

"ઓહ મીસીસ વીલ્ટન ! હું તમારો આભાર શી રીતે વાળીશ. તમે મને જે મદદ કરી રહ્યા છો તે અદ્દભુત છે.. હજુ ઘર લેવાનું છે—"

"હા. પણ હું તરત તેની ગોઠવણ કરીશ."

"પણ તે માટે પૈસા જોઇશે અને મારી પાસે—"

"શાંત થાઓ મારી પાસે પુરતા પૈસા છે." મેં કહ્યું. તેણે ફરીથી મારો આભાર માન્યો અને ઘર ભાડે રાખ્યા પછી તેને નિમંત્રણનો કાગળ લખવાનું વચન આપી હું જુદી પડી.

હું સીધી મી. પરકીન્સ નામના એજંટને મળી. સારે નસિબે મને જોઇતી હતી તેવીજ જગા ખાલી હતી. રોચેસ્ટર અને કેન્ટર-

બરીની વચ્ચેના ધોરી રસ્તા પર લંડનથી બરાબર ચાળીસ માઇલ દુર સીટીંગ બોરન ગામમાં એક ઘર ભાડે રાખી લીધું. બીજે દિને મેં મારા માત પિતાને મળવા જવાને બહાને રેજીનાલ્ડ પાસેથી આઠ દહાડાની રજા લીધી અને હું સીટીંગબોરન ગઇ. મેં ભાડે રાખેલા ઘરનું નામ "જેસમીન કોટેજ" હતું. ગામમાં બે હજાર માણસોથી વધારે વસ્તી ન હતી. જેસમીન કોટેજનો વહીવટ મી. બન્ટીંગ નામના એક વૃધ્ધ ગૃહસ્થના હાથમાં હતો. તે તદન બહેરો હતો. મીસીસ બન્ટીંગ ભલી બાઇ હતી. મેં ઉદારતાથી નાણાંનો વહીવટ તેને સોંપવાથી તે રાજી રાજી થઇ ગઇ. બીજે દીને મેં મીસીસ બન્ટીંગને ખબર આપી કે મીસીસ રીચર્ડ નામની મારી સખી ગભવંતી છે અને તેની સુવાવડ કરવા માટે આ ઘર લીધું છે. એ ભલી બાઇને મેં સમજાવી દીધું કે મીસીસ રીચર્ડનો પતિ પરદેશ ગયેલો છે—લંડનના ડોકટરોએ તેણીને ગામડામાં હવા ફેર કરવાની સલાહ આપી છે તેથી તેણી મારી સાથે રહેવા આવનાર છે. મીસીસ બન્ટીંગને આ વાતમાં કંઇ ભેદ ન લાગ્યો. તેણે મારો અક્ષરે અક્ષર સાચો માની લીધો. તે પછી મેં લ્યુસીઆને આમંત્રણ કરનારો પત્ર લખ્યો અને હું જાતેજ તે ટપાલમાં નાંખી આવી.

આ બનાવ પછી બીજે દીને રાતે દશ વાગ્યાને સુમારે જેસમીન કોટેજ પાસે એક ભાડાની ગાડી આવી ઉભી રહી અને તેમાંથી લેડી લ્યુસીઆ તેની વિશ્વાસુ દાસી મેરીઆ સાથે ઉતરી. મેં તેને વ્હાલથી આવકાર આપ્યો. લ્યુસીઆના મોહ પર જાડો કાળો બુરખો હતો. તે મને ભેટી પડી ત્યારે પણ બુરખો કાઢયો નહિ. મેરીઆએ ભાડું

ચુકવી આપ્યું અને હું લ્યુસીઆને એક ઓરડામાં લઇ ગઇ.

"મીસીસ રીચર્ડ માટે વાળુ તૈયાર કરો." મેં મીસીસ બન્ટીંગને હુકમ કર્યો અને તે ભલી બાઇ તરત રસોડામાં જવા તૈયાર થઇ.

"મારી વ્હાલી સખી! મને ચાહ સિવાય કંઇ જોઇતું નથી. મહેરબાની કરી મને શયનગૃહમાં લઇ જાઓ. હું ત્યાંજ ચાહ પી લઇશ."

મીસીસ બન્ટીંગ ચાહ બનાવવા રસોડામાં ગઇ અને હું લ્યુસીને સુવાના ઓરડામાં લઇ ગઇ. બારણા બંધ કર્યા પછીજ તેણે બુરખો કાઢી મને ચુંમી લીધી. ફરીથી તેણે મારો આભાર માન્યો અને તે પછી ઉતાવળે સ્વરે પુછ્યું: "અહિં કેટલા નોકરો છે?"

"ફક્ત મેરીજ. મી. અને મીસીસ બન્ટીંગ શિવાય મેં કોઇ દાસી રાખી નથી કેમકે તમારી દાસી તમારી સાથે આવવાની છે તે હું જાણતી હતી.

"ઘણું સારૂં. મીસીસ બન્ટીંગનો સ્વભાવ કેવો છે?"

"ઘણોજ સારો! તેને કોઇ પણ જાતનો શક નથી."

"મેં મેરીઆને કેવી રીતે વતવું તેની સુચના આપી દીધી છે, બહેન! એ વૃધ્ધ દંપતિને મારે માટે તમે ગમે તે વાત કહી નાખજો."

"લેડી લ્યુસીઆ! નહિ આપણે એકલા હોઇએ ત્યારે પણ મારે તમને મીસીસ રીચર્ડસને નામેજ બોલાવવા જોઇએ. રખેને તમારૂં નામ બન્ટીંગ કુટુંબની જાણમાં આવે તો......"

"હું આ લોકોને મારી પાસે આવવા દેવા માગતીજ નથી." લેડી લ્યુસીઆ તરત બોલી ઉઠીઃ "મેરીઆ મારૂં ભોજન લઇ આવશે. હું કોઇને મારૂં મ્હોં જોવા દેવાની નથી.

"મારી વ્હાલી સખી! તમારે અહિં બે મહિના રહેવું પડશે. તે દરમ્યાન તમે શયનગૃહમાંજ પુરાઇ રહેશો!" મેં પુછ્યું.

"આ ઘરની પાછળ બહારના માણુસોથી ન જોઇ શકાય એવો નાનો બગીચો નથી!"

"છે. બગીચાની વાડ ઘણી ઉંચી છે એટલે તેમાં ફરનારને બહારથી જોઇ શકાશે નહિં."

"ઘણું સારૂં. હું રાતે બુરખા સાથે કોઇ વાર બગીચામાં ફરવા જઇશ."

"પણ તમારા એવા વર્તનથી નકામો શક ઉત્પન્ન થશે."

"ઓહ! કોઇ ગમે તેવી કલ્પના કરે તે બહેતર; પણ મને ભવિષ્યમાં કોઇ ઓળખી કાઢે તેવી સ્થિતિ હું લાવવા માગતી નથી" લેડી લ્યુસીઆના જવાબ પરથી મારી ખાત્રી થઇ કે તે અગાઉથી કેમ વર્તવું તેનો નિશ્ચય કરી આવી હતી.

"તમારે જોઇએ તેમ કરજો; પણ છુટા છેડાને પ્રસંગે નર્સ કે ડોકટર આવશે ત્યારે—"

"ત્યારે પણ હું બુરખો પહેરી રાખીશ. ઓરડામાં અંધારૂં રહેવા દઇશ. હું કોઇને મારૂં મ્હોં બતાવવા માગતી નથી. મેરીઆ મારી વિશ્વાસુ દાસી છે—તમે મારાં વિશ્વાસુ સખી છો અને બદમાસ

રેકોંગલામ મારી નિંદા કરવાની હિમ્મત કરી શકવાનો નથી."

આ વાત અત્રેજ અટકી. બારણું ઉઘાડી મેરીઆ ચાહ લાવી અને લ્યુસીઆ ચાહ પી સુઇ ગઇ.

હું ત્રણ દિવસ પછી જવા તૈયાર થઇ ત્યારે લ્યુસીએ સુવાવડ માટે મને કોઇ ડૉક્ટર કે નર્સની વ્યવસ્થા કરવાની વિનંતી કરી.

"જો નર્સ રાખીશું તો તે તમારા રૂમમાં આવશે." મેં કહ્યું.

"નહિ. મારા રૂમમાં એકલી મેરીઆજ રહેશે." લ્યુસી દ્રઢતાથી બોલી: જો બચ્ચું જીવશે—હું ઇચ્છું છું કે તે મરી જાય—પણ જો જીવે તો નર્સ બીજા રૂમમાં તેની સંભાળ લેશે. હું એ બાળકનું કાળું મ્હોં કદિ જોવાની નથી."

તેના લાગણીહીન શબ્દો સાંભળી હું ચમકી. તેની નિર્દયતા જોઇ તેના પરનું મારૂં મન ઘણું ઓછું થઇ ગયું.

"હમણાં નર્સ કે ડૉક્ટરને મળીને ઘટતો બંદોબસ્ત કરીશ. પણ જો તમારૂં બાળક જીવે તો તેને માટે તમે શું કરવા માગો?"

"ઓહ!" તેનો ચહેરો ઉતરી ગયો: "મેં એ વિષે વિચારજ કર્યો નથી. જો એ કાળમુખું જીવે તો હું શું કરીશ? બહેન! તમેજ મને સલાહ આપો. મારા પિતા મારા ખર્ચ માટે મને વર્ષે બસો ગીની આપે છે. એ બધા જર ઝવેરાત અને કપડાં લત્તામાં ખરચાઇ જાય છે પણ કદાચ મહા મહેનતે હું વરસે વીશેક ગીની બચાવી શકીશ. તમે જાણો છો કે હું થોડા વખતમાં મોટા શ્રીમંત કુટુંબમાં પરણી જઇશ. તે પછી મારી પાસે પૈસાની છુટ થઇ જશે.

તેની સ્વાર્થી લાગણી જોઈ મને ઘણું દુ:ખ થયું. એ શ્રીમંત અમીરજાદીને પોતાના બાળક કરતાં જર ઝવેરાત વધુ વ્હાલા હતાં. મને તેના પર ધિક્કાર છુટયો પણ તેની લાચાર હાલતમાં તેને તાણા મારવાનું મને યોગ્ય ન લાગ્યું.

"એક નાદાન બાળકને પાળવા માટે કોઈ ગરીબ કુટુંબ વીશ પાઉંડ મળતાં ખુશ થઈ જશે."

"ઓહ! તમારો કેવો આભાર! મીસીસ વીલ્ટન! પાછાં આવો ત્યારે તમેજ ઠીક લાગે તેવી ગોઠવણ કરી નાખજો." તે બોલી.

ડોક્ટર અને નર્સને મળીને મેં જરૂરી બંદોબસ્ત કર્યો અને મારી ગેરહાજરીમાં ખરચવા માટે લ્યુસીઆને એક પર્સ આપી તે સાંજે હું લંડન આવવા ઉપડી. રાતે અગીઆર વાગાને સુમારે ગાડી વોટરલુ બ્રીજપર જઈ પહોંચી. ત્યા જતાં અચાનક કોચમેને ગાડી ઉભી રાખી અને તે કોચ બોક્ષ પરથી નીચે કુદી પડયો. મેં બારી ઉઘાડી બહાર ડોકીયું કરી જોયું તો પુલ પરથી એક હતભાગી સ્ત્રી થેમ્સ નદિમાં પડવાને તૈયાર થયલી જણાઈ. તેના મ્હોં પર ફાનસનો પ્રકાશ પડતો હતો. તેનો ચહેરો મોત જેવો ફીકો પડી ગયો હતો. એક પળમાં મેં તેને ઓળખી. હું કેરોલાઈન સીસુર કહીને તેને બોલાવવા જતી હતી એવામાં તેણે એક હૃદયભેદક ચીસ પાડી અને તેજ પળે થેમ્સ નદિના અગાધ જલમાં મોટો ધડાકો થયો.

હું પાગલની પેઠે ગાડીમાંથી નીચે ઉતરી પડી. આઠ દશ રાહદારી પણ ભેગા થઇ ગયા. અમે પુલને બીજે નાકે દોડી ગયા.

"નદીમાં કોઇ હોડી ફરતી લાગે છે."

"એ લોકોએ પેલીને બચાવી લીધી લાગે છે."

રાહદારીઓની આ વાત સાચી હતી. થોડી વારમાં બે ખલાસીઓની હોડી કિનારે આવી અને તેઓ બેભાન કેરોલાઇનને ઉંચકી અમારી પાસે આવ્યા. કોઇએ તેને હોસ્પીટલમાં અથવા પુઅર હાઉસમાં મોકલવાની સુચના કરી. પણ મેં તેમ થવા દીધું નહિ. ઉદારતા બક્ષીસ આપવાની લાલચ આપી હું કેરોલાઇનને નજીકના કોફી હાઉસમાં ઉંચકાવી લઇ ગઇ. તેની સારવાર માટે ડોકટર બોલાવ્યો અને કેરોલાઇનની પુરેપુરી સારવાર કરવા માટે "કોફી હાઉસ" ની માલીકણને જોઇતા પૈસા આપી બીજે દિવસે કેરોલાઇનની ખબર કાઢવા આવવાનું કહી હું ગાડીમાં બેસી ઘેર ગઇ મારો વ્હાલો રેજીનાલ્ડ મને જોતાંજ પાગલની પેઠે ભેટી પડ્યો અને હું તેની ગોદમાં સ્વર્ગિય સુખ લુંટવા લાગી.

# પ્રકરણ ૧૬ મું.

## કેરોલાઇનની કરૂણ કહાણી.

કેપટન ફારટેસ્કયુ બીજે દિને લશ્કરી પહેરા પર હતો એટલે હું તદન સ્વતંત્ર હતી. બપોરે બાર વાગે હું કેરોલાઇન સીમુરની ખબર કાઢવા ઘરમાંથી બહાર નીકળી. રસ્તેથી જતાં હાઉસ એજંટ મી. પરકીન્સને માનને તેને ભાડાના પૈસા સલામત મળ્યા હતા કે નહિ તેની તપાસ કરવાનો મને વિચાર આવ્યો કેમકે તેણે નિયમસર પહોંચ મોકલી ન્હોતી. હું તેની ઓફીસમાં ગઇ કે તરત એક નોકરે મને મી. પરકીન્સના ખાનગી ઓરડામાં દાખલ કરી. મેં તેને મારા આગમનનું કારણ કહેતાં તેણે પોતાની ગફલતી માટે માફી માગી.

"મેડમ ! હું ગઇ કાલેજ બહારગામથી લંડન આવ્યો તે માટે આ ઢીલ થઇ છે." તેણે કહ્યું.

આ પળે મારી નજર ટેબલ પર પડેલા એક મીલકતના પ્લાન પર પડી હતી. તે પર "હોથોર્ન એસ્ટેટ, ચેશાયર" આટલા શબ્દો લખેલા હતા, એ શબ્દો વાંચતાંજ હું ફિકરાઇ ગઇ. એ મીલકત હોરેસના બાપની હતી.

"કદાચ તમે આ મીલકત જોઇ હશે ?" મી. પરકીન્સે મને વિચારમાં પડેલી જોઇ કહ્યું.

"હા. હું ચેશાયર ગઇ હતી ત્યારે મેં આ મીલકત જોઇ હતી. શું એ વિચવાની છે ?"

"હા. મેડમ ! જાહેર અથવા ખાનગી સોદાથી એ મીલકત વેચ-વાની છે. એટલા માટેજ હું ચેશાયર ગયો હતો."

આ પળે નોકરે આવીને ખબર આપીઃ "મી. હોરેસ રોકીંગહામ તમને જલદીથી મળવા માગે છે."

"મને કંઇ ઉતાવળ નથી. તમે તમારા કુળને મળી આવો. હું અહિં બેસીશ." મેં પરકીન્સને કહ્યું કેમકે બદમાસ હોરેસનું મ્હોં જોવાની મારી ઇચ્છા ન્હોતી.

"હું હમણાં પાછો આવીશ." કહી તે બાજુના ઓરડામાં ગયો. મારા ઓરડા અને બાજુના ઓરડાની વચ્ચે એક પાર્ટીશન હતું અને નજરે પડયા વિના ત્યાં થતી વાત સાંભળી શકાય તેમ હતું.

"મી. પરકીન્સ !" હોરેસે વાત શરૂ કરીઃ "હું તમને ખાનગી કામ માટે મળવા માંગુ છું."

"રોબટ ! આ પત્રનો જવાબ લઇ આવ." કહી એજંટે પોતા-ના કારકુનને રજા આપી.

"મારા પિતાએ મને તમારી પાસે મોકલ્યો છો." બંન્ને એકલા પડતાં હોરેસ બોલ્યોઃ "વધુ સુચના મળે ત્યાં સુધી તમારે અમારી મીલકત સંબંધી કઇ પગલા ભરવા નહીં."

"તમે વકીલ મી. ફ્લેમીંગનો એવી મતલબનો પત્ર લાવ્યા છો ?"

"નહિ. મારા પિતા મી. ફ્લેમીગને મળવા ગયા છે."

"મારા વ્હાલા સાહેબ ! તમે જાણો છો કે આ બાબદમાં મારૂં કંઇ ચલણ નથી. તમારા પિતા મી. ફ્લેમીંમના કુળના કરજદાર છે."

"એ બધી સહાની મ્હોંકાણ છે."

"તેની સાથે મને કંઇ સંબંધ નથી. તમારા પિતાએ મી. ફ્લેમીંગને ચેશાયરમાંની મીલકત વેચવાની સત્તા આપી છે—માગનારાઓ નાણા માટે દબાણ કરે છે તેથી મી. ફ્લેમીંગ મને તાબડતોબ ચેશાયર જઇ મીલકતના પ્લાન લઇ આવવાની આજ્ઞા કરી—"

"પણ હજી તમે ગઇ રાતેજ અહિં આવ્યા, શું તમે એકદમ મીલકત વેચી નાખવા માંગો છો?"

"મી. રોકીંગહામ! મને એવી સુચના મળી છે કે પ્લાન મળતાંજ મારે મીલકતના વેચાણ માટે વર્તમાનપત્રોમાં જાહેર ખબર આપવી. આજે બધી જાહેર ખબર તૈયાર કરી કાલે રહવારના પત્રોમાં પ્રગટ કરવા માટે મોકલી આપીશ. હજુ તમારી પાસે વખત છે. જો તમે મી. ફ્લેમીંગની મંજુરી લઇ આવશો તો હું જાહેર ખબર આપવાનું મુલતવી રાખીશ."

"તો હું હમણાંજ મી. ફ્લેમીગની મંજુરી મેળવી લાવું છું. તે દરમીયાન ખુદાને ખાતર આ વાત કોઇને જાણવા ના દેતા; નહિ તો અમે નારાજ થઇ જઇશું"

"તેની તમે ફીકર ના કરો. મી. રોકીંગહામ! શું માંગનારાઓ સાથે સમાધાની થવાનો સંભવ છે? તમે મીલકત બચાવી શકો એવા સંજોગ ઉભા થયા છે?"

"હા. અમે અમારા માગનારાઓને પુગી વળવાને શકિતવાન થઇશું. મી. પરકીન્સ! તમને સાચી વાત કહેવામાં મને કાંઇ વાંધો

નથી. ગઇ કાલે મારા પિતાએ બુઢ્ઢા સીમુર સાથે પીછાન પાડી હતી.''

"આહ! પેલો શ્રીમંત કંજુસ! શું તે આવી મોટી રકમ સંગીન જામીનગીરી વગર ધીરશે?''

"તેને જોઇતી જામીનગીરી મળી રહેશે. મારા પિતાના બે મિત્રોને અમારી પાયમાલ હાલતથી વાકેફ કરવામાં આવ્યા છે. તેઓ અમારા જામીન થશે. અમે એક લાખ પાઉંડ ઓળખેદા સીમુર પાસેની પાસેથી વ્યાજે લેવા માગીએ છીએ. એ રકમથી માગનારાઓને સંતોષ થશે. અને તેઓ અડધા લાખ માટે દબાણ કરશે નહિં. હોરેસ બોલ્યો.

"તેમ થાય તો ઘણું સારું, પણ કંજુસ સીમુર બહુ ચાલાક છે. તમારા પિતા તંગીમાં છે એવી ખબર મળશે તો તે કંઇ ધીરવાનો નથી."

"તેટલા માટે તો અમે મીલકત વેચવા કાઢી છે એ વાત અમે છુપી રાખવા માગીએ છીએ. સીમુરે તો મીલકત પોતાને ત્યાં ગીરો મુકવાની માગણી કરી હતી પણ મારા પિતાએ તેમ કરવાની ના પાડી હતી. સીમૂરને એમ સમજાવવામાં આવ્યું છે કે એક નફાકારક સટ્ટા માટે એક લાખ જોઇએ છે..."

"વારૂ, વારૂ. તમે ગમે તે કરો. મારે ત્યાંથી કોઇને આ વાતની ખબર પડશે નહિ. મી. ફ્લેમીંગની લેખીત મંજુરી લઇ આવો એટલે થયું! તમારા પિતા તેમની પાસેજ ગયા છે."

"હા. મી. ફ્લેમીંગને અમે એક બે દિવસમાં એક લાખ પાઉંડની સગવડ કરી આપીશું."

"તો પણ અરધા લાખ માટે મીલ્કત વેચવાનો હક્ક તો મી. ફ્લેમીંગ પાસેજ રહેશે."

"હાસ્તો! એ કારણે તો અમે સીમુરને ત્યાં બીજી વાર ગીરો મુકવાનો ફોજદારી ગુન્હો કરી શકતા નથી. સીમુરના એક લાખ મળતાં અમને થોડો સમય મળશે અને તેટલામાં નસિબ કદાચ ફરી પણ જાય."

"તમે દોઢ લાખ સીમુર પાસે લઇને તેનેજ મીલ્કત ગીરો કેમ આપતા નથી?"

"કેમકે સીમુર હાલના સંજોગોમાં એક લાખથી વધુ આપવાની ના પાડે છે. એ યોર્કશાયરમાં સ્થાવર મીલ્કતના ભાવ ગગડી ગયા છે એટલે અમારી મીલ્કતની કિંમ્મત પણ ઓછી થઇ છે. લીલાંઉંમાં તમારા મત પ્રમાણે એનું શું આવે?"

"બહુ બહુ તો સવા લાખ!"

"બરાબર. તમે હવે સમજી શકશો કે મારા પિતા ચાલાકીથી રમત રમી રહ્યા છે. હું હમણાંજ મી. ફ્લેમીંગની લેખીત મંજુરી લઇ આવું છું. આ વાત તદ્દન ખાનગી રાખજો હો!"

"તમે તેની ફીકર ના કરો."

હોરેસ વિદાય થયો. પરન્ફીસની ઓફીસમાં આવવાથી એ બદમાસના કુટુંબની પાયમાલીની કિંમતી માહિતી મને મળવા પામી તેથી

મને આનંદ થયો. પરકીન્સે મારી પાસે આવી મને બાકીની પહોંચ લખી આપી અને હું તેનો આભાર માની કેરોલાઇન સીમુરની ખબર લેવા ગઇ.

કોર્ટી હાઉસમાં જતાંજ મને ખબર મળી કે કમનસીબ કેરોલાઇનની હાલત સુધરી છે. અને તેના તરફ આટલી બધી મમતા બતાવવા માટે તે મીસ લામ્બર્ટનો આભાર માને છે. હું તરતજ તેના રૂમમાં ગઇ. મને જોતાંજ તેણે મારો હાથ પકડી તે પર ચુમી લીધી અને પછી છુટે મ્હોડે રોવા લાગી.

" શાંત થા બ્હેન! હું તારી બ્હેન જેવીજ છું." મેં તેને દિલાસો દીધો.

"આહ મીસ લામ્બર્ટ! જો તમે મને ઓળખતાં હો—"

" હું તને ઓળખું છું. તારૂં નામ કેરોલાઇન સીમુર છે.—"

" તમે મને ઓળખો છો? નહિ—નહિ: મેં તમારા તરફ કેવી દુષ્ટતા બતાવી હતી તે તમે જાણુતા નથી."

"નહિ. તે હું જાણુતી નથી. હશે તેં ગમે તે કર્યું હોય તો પણ હું તારી દયા ખાઉં છું. કેરોલાઇન! ગઇ રાતે તું શા માટે આપઘાત કરવા તૈયાર થઇ હતી? બોલ, મારા ભાઇએ—"

" નહિ. નહિ. તમારા ભાઇનો કંઇ વાંક નથી. હું એક બદમાસ શયતાનની નીચતાથી જાન આપવાને તૈયાર થઇ હતી."

" કદાચ તું તેને ચાહતી હશે?

"હા. હું તેને ચાહતી હતી. તમે તેને સારી પેઠે ઓળખો
એ નીચ બદમાસનું નામ હોરેસ રોકીંગ હામ છે."

"હોરેસ રોકીંગહામ? શું તેણે તને અન્યાય કર્યો
તેણે તને ભ્રષ્ટ કરી હતી?"

"ઓહ! એ એક કરૂણ ઇતિહાસ છે. મેં તમારી સમક્ષ
એકરાર કરી મારી છાતીનો ભાર હલકો કરવાનો ઠરાવ કર્યો
મીસ લામ્બર્ટ એ બદમાસની નીચ જાળમાં મેં કેટલી સહાય
હતી તેનો તમને ખ્યાલ પણ નહિ હશે!—" પુનઃ તે રડવા લા

"શાંત થા કેરોલાઇન! તેં મારી વિરૂધ્ધ જે કંઇ કર્યું હશે
માટે હું તને અગાઉથીજ માફ કરૂં છું બોલ, તારી કહાણી
સાંભળાવ." મેં લાગણીભર્યા સ્વરે કહ્યું.

સાંભળો! હું એક શ્રીમંત પિતાની એકની એક પુત્રી છું.
બાર વર્ષની મુકી મા મરી ગઇ હતી. સોળ વર્ષની ઉમ્મર સુ
હું બોર્ડીંગ સ્કુલમાં ભણવા રહી હતી. લંડનમાં આવ્યા મને
ત્રણજ વર્ષ થયા. છે. હજુ મારી વય વીશ વર્ષની પણ નથી
મારા પર જે વીતી છે તેથી હું આધેડ વયની લાગું છું. મ
ખુબસુરતીએજ મારૂં સત્યાનાશ વાળ્યું છે."

"તારા પિતાનું પુરૂં નામ શું?"

"ઓબેદા સીમુર! બ્રોડ સ્ટ્રીટના એ શ્રીમંત સાહુકારને
ઓળખે છે. હુ સોળ વર્ષની થઇ ત્યારે મારા પિતાએ મને શા
છોડાવી ઘરનો વહીવટ સોંપ્યો. અમારે ત્યાં બે નોકર હતા એ

મારે વધુ કામ ન્હોતું. મારા કંજુસ બાપને પૈસા શિવાય બીજા કશાની દરકાર ન્હોતી. તે મારી સામેજ મારી સુંદરતાની પ્રશંસા કરતા તેથી હું જરા છકી ગઇ હતી. હું સતર વર્ષની થઇ એવમાં અચાનક એક દિવસ હોરેસ રોકીંગહામ મારા પિતા પાસે વ્યાજે નાણાં લેવા આવ્યો અને ત્યારથી મારે તેની સાથે ઓળખાણ થઇ. એક બે વાર મારા પિતાએ તેને ડીનર લેવાને આમંત્રણ આપ્યું હતું. હું તેની ખુબસુરત, તેની મીઠી ભાષા અને તેના દંભી હાવભાવથી અંજાઇ ગઇ. મારે ત્યાં મારી સાથનો પરિચય ગાઢ થવાનો સંભવ ન્હોતો પણ હું બ્હાર નીકળી ત્યારે દર વખતે તે મને રસ્તામાં મળી જતો. હું તેને પ્રબળ પ્રેમથી ચાહતી હતી. તેણે પણ મને ચાહવાનો દાવો કર્યો. અમે બન્ને એક બીજાને છુપી રીતે મળવા લાગ્યાં. હોરેસે મને પરણવાનું ગંભીર વચન આપ્યું હતું. મને તેના પર સંપૂર્ણ વિશ્વાસ હતો. હું તેને મનથી વરી ચુકી હતી. પણ મારા પિતાની મરજી જુદીજ હતી. એક દિવસ તેણે અચાનક મને બોલાવીને કહ્યું કે તે મારા લગ્ન એલ્ડરામેન શોના દીકરા સાથે કરવા માગે છે. શો મારા કરતાં બમણી ઉમ્મરનો બેડોળ ગૃહસ્થ હતો. તેને પરણવાની વાત સાંભળતાંજ હું લાલ પીળી થઇ ગઇ. હોરેસ રોકીંગહામને હું જઇ મળી. તેણે મને પોતાની સાથે નાસી જવાની સલાહ આપી અને હું હતભાગી એ પાપી પર વિશ્વાસ રાખી મારા બાપનું ઘર તજી બેઠી. હોરેસે મને એક ભાડાના ઘરમાં રાખી. તે પોતાના વચન પ્રમાણે મારા સાથે લગ્ન કરશે એવા વિશ્વાસથી હું તેની પત્ની તરીકે રહેવા લાગી. અમે બન્ને સ્વર્ગ સુખ અનુભવવા લાગ્યા. ત્રણ

મહિના પછી હોરેસે ચેશાયર જવાની રજા માગી. મને વિયોગનું દુઃખ ઘણું કારમું લાગ્યું. પણ તેણે મને સમજાવી લીધી. હોથોર્ન હાઉસમાંથી તેના પત્રો મને મળતા તે વાંચી હું આનંદ પામતી. તે પાછો આવ્યો. બે મહિના સાથે રહ્યો અને વળી પાછો પોતાના બાપને ત્યાં ગયો. હવે તેના પત્રો ટુંકા મુદ્દાસર આવવા લાગ્યા. ત્રીજી વાર તે મને છોડી ગયો પછી તેના પત્રો બંધ થયા. મેં તેને પત્ર લખી મને મળી જવાનો આગ્રહ કર્યો. તે આવ્યો. આઠ દિવસ રહ્યો અને પછી મને છોડી ગયો આજ સમયે મને ખબર પડી કે પ્રથમ-થીજ એ બદમાસની દયાનત મને દગો દેવાની હતી. છેલ્લી મુલાકાત વખતે તે પોતાના સઘળા પત્રો ચોરી ગયો હતો. રતાશ થઇ. મારી પાસે એક પેની પણ ન્હોતી. મારા અવિચારી કૃત્ય માટે પસ્તાતી—રોતી કકળતી હું મારા પિતાને ત્યાં ગઇ. પણ મને જોતાંજ મારા પિતાએ બારણું બંધ કર્યાં અને મને ગમે ત્યાં કાળું કરી જવાની આજ્ઞા કરી. હું છેલ્લે પાટલે બેઠી. મને દુનિયાની નીતિની—કશાની દરકાર ન રહી. ઇશ્વરે મને યૌવન અને ખુબસુરતી આપ્યાં હતાં તે બજારૂ ચીજની પેઠે વેચવાનો મેં નિશ્ચય કર્યો. થોડાક સમય હું એક અમીરની રખાત તરીકે રહી. પણ તેને રાજદ્વારી કામ માટે પરદેશ જવાની ફરજ પડવાથી હું પાછી નિરાધાર થઇ. તે પછી હું સામાન્ય વેશ્યાવૃતિથી પેટ ભરવા લાગી. એક દિવસ અચાનક વેસ્ટ એન્ડમાં મને હોરેસ રોકીંગહામ મળી ગયો. તે મારી પાસે આવ્યો. જાણે મારી સાથે કંઇ પણ દગાબાજી કરી ન હોય એવી રીતે વાત કરીને તેણે ફરીથી મારા હૃદય પર સત્તા મેળવી મારી સાથે તે મારે ઘેર આવ્યો. સુંદર

ભોજન મગાવ્યું અને સાથે શરાબની પ્યાલીઓ ઉડવા લાગી. મને શરાબની કેફ ચઢવા લાગી ત્યારે એ બદમાસે મને તમારી સામે વેર લેવાને ઉશ્કેરી મુકી. પ્રથમ તો હું કંઇ ન સમજી પણ થોડીજ વારમાં હું તમારી હડહડતી વેરણ થઇ ગઇ. તેણે મને કહ્યું કે મને છોડીને હાથોનં ગયા પછી હોરેસે તમને જોયાં હતાં અને તમને જોતાંની સાથેજ ને મને ભુલી ગયો હતો. બહેન રોઝા! તમે મારી જીંદગીની આશા ધુળમાં મેળવી તમારે લીધે હોરેસ મને છોડી ગયો. એમ માનીને હું તમારા પર વેર લેવા તૈયાર થઇ. તેણે મને કહ્યું કે તે તમને ચાહતો હતો અને તમે એક ઉમરાવજાદી સાથે થનારા તેના લગ્ન અટકાવ્યાં હતાં...કેરોલાઇન થોડીવાર શ્વાસ લેવા થોભી. હું ચુપચુપ બેસી રહી.

"તમને મારી પ્રતિસ્પર્ધી માની હું તમારા પર વેર લેવાને તૈયાર થઇ એટલે હોરેસે પોતાના એક મિત્ર મારફતે તમારા ભાઇ સીરીલનું ઠેકાણું મેળવ્યું. તરતજ તેણે મને તમારા ભાઇવાળા ઘરમાં રૂમ ભાડે રાખવાની સલાહ આપી અને એ રીતે હું સીરીલના સહવાસમાં આવી. સીરીલને હું ગમી ગઇ અને હું તેની રખાત થઇ. મારો હેતુ હોરેસની શીખવણી પ્રમાણે ચાલવાનો હતો. તેને એવો શક હતો કે સીરીલ „ ફોરજરી" કરનારાઓનો દોસ્ત છે......" કેરોલાઇને વાત આગળ ચલાવી.

"ફોરજરી?"

"હા કોન્ટીનંટમાં તેઓ બેંક ઓફ ઇંગ્લંડની ખોટી નોટો ચલાવતા હતા એવો હોરેસને શક હતો. જો લંડનમાં સીરીલ એવું

કામ કરે તો તેને જેલમાં મોકલીને તમારા જીગર પર ઘા કરવાની હોરેસની મકસદ હતી અને તેથી સીરીલ પાછળ હું જાસુસી કરતી હતી. સારે નસીબે સીરીલે અહીં એવું કંઇ કર્યું ન્હોતું. જુગારમાંજ મોટી કમાણી થવાથી સીરીલને કાયદાની અવગણના કરવાની જરૂર પડી નહિ. હોરેસ તેથી નિરાશ થયો નહિ. તેણે મારી પાસે મી. આલ્વનલી પર નનામી ચીઠીઓ લખાવી; પણ તેથી તેનું કંઇ વળ્યું નહિ ત્યારે તેણે નાટકમાં એક વેશ્યાને પૈસા આપીને મી. આલ્વનલીની સામે તમારૂં અપમાન કરાવ્યું હતું. તમે કેપટન ફોરટેસ્કયુના આશ્રય નીચે આવ્યા પછી તેણે મારી પાસે કેપટનના પિતા પર નનામા પત્રો લખાવ્યા હતા અને તમને કેપટનના ઠેકાણા પર જઇને તપાસ કરવાની અરજ કરનારો પત્ર પણ મેંજ લખ્યો હતો. ટુંકમાં મેં તમને દુઃખી કરવા માટે ઘણાંજ નીચમાં નીચ કામો કર્યા હતા તે માટે મને અનહદ પસ્તાવો થાય છે, પણ તમે સાચું માનજો બહેન! પ્રેમમાં નિરાશ થવાથી, તમારા પ્રેમને માટેજ મને છોડી દઇને હોરેસે મારી જીંદગી બરબાદ કરી હતી એમ માનીનેજ મેં આ બધાં પાપ કર્યાં હતાં. ઓહ! તે માટે ખુદાએ મને પુરતી સજા કરી છે......તમે મને માફ કરો......"

"કેરોલાઇન! જીંદગીથી કંટાળીને ભર જુવાનીમાં મધ રાતે તું આપઘાત કરવા નદિમાં કુદી પડી ત્યારથીજ મેં તને માફી આપી છે." તારી વાત આગળ ચલાવ—" મેં તેનો હાથ મારા હાથમા લઇ દિલાસો દીધો.

"ઓ બહેન ! હવે વધુ શું કહું? કેપટન હોરટેસકથુ સાથનો તમારો સ્નેહ સંબંધ તોડી નખાવવા માટે તમારા પર અને કેપટનના પિતા પર મારી પાસે નનામા પત્રો લખાવી એ નીચ, બદમાસ, દુષ્ટ શયતાન મને તજી ગયો......"

"હેં !"

"હા. તેણે મને સાફ કહી દીધું કે હવે તેને મારું કામ નથી. તમારા પર વેર લેવાની તેની બાજી પુરી થઇ છે. તેણે મને કહ્યું કે હું તેને મન રમવાના રમકડા જેવી હતી. તેણે મને કદિ ચાહિજ ન્હોતી. મેં તેને કાકલુદી કરી—ધમકાવ્યો—મારૂં શિયળ લુટી મારી જીંદગીની ધુળધાણી કરી નાખવા માટે તેને શ્રાપ દીધા. પણ તેના રાક્ષસી જીગર પર તેની કંઇ અસર થઇ નહિ. તે મને છોડી ગયો. છ અઠવાડીયાનું ઘરનું ભાડુ ચઢી ગયું હતું. મારી પાસે એક પાઇ પણ ન્હોતી. અંતે ઘણો વિચાર કરી મેં મારા પિતા પર એક પત્ર લખ્યો. તેમાં મેં મારા અવિચારી કૃત્ય માટે મને અનહદ પસતાવો થાય છે એમ કહી મને માફ કરવાની વિનંતી કરી. આ પત્ર મેં મારી ઘરવાળી સાથે મારા પિતા પર મોકલ્યો. પણ હાય! મુઇ હું અભાગણી ! મારા પિતાએ ઘરવાળીને નિર્દયતાથી કહી દીધું કે તે મારૂં કાળું મ્હો કદિ જોવા માગતા નથી. મારા જન્મદાતાએ મારો પત્ર વાંચવાની પણ તસ્દી ન લીધી. મારી નિરાશાની હદ થઇ. હું પાગલ જેવી બહાર નીકળી કયાં જવું તેનું મને ભાન ન્હોતું. મારા પગ જ્યાં ગયા ત્યાં હું ગઇ. વોટરલુ બ્રીજ તરફ જતાં મને બદમાસ હોરેસ પાછો મળી ગયો. મેં તેને ફરીથી અરજ કરી. હું

મારા પિતાને પગે લાગી તેની માફી માગું? એમ મેં તેને પુછ્યું. તેણે ના પાડી. હોરેસે કહ્યું કે મારો બાપ મને ઘરમાં રાખશે નહિ એટલુંજ નહિ પણ મને સુધારવા માટે હાઉસ ઓફ કરેકશનમાં મોકલી આપશે." તે કમનસીબ યુવતી ઝારઝાર રોવા લાગી.

"ગઇ રાતે હોરેસે તને આવી સલાહ આપી હતી?"

"હા."

"હવે એ બદમાસનો હેતુ હું સમજી."

"શું?"

"હમણાં હું તને બધી વાત કહીશ. તારી કહાણી પુરી કર."

"હવે મારે કંઇ કહેવાનું નથી. હોરેસ એટલું કહી ચાલ્યો ગયો અને હું વોટરલુ પુલ પર આવી લાગી. પુલની નીચેથી વહી જતા ટેમ્સ નદિના અગાધ જલ પર નજર પડતાં મેં મારી પાપી જીંદગીનો અંત લાવવાનો ઠરાવ કર્યો અને પાગલની પેઠે હું પુલ પરથી નદિમાં કુદી પડી. બહેન! મારા જેવી હતભાગીને માટે જમરાજાને ત્યાં પણ જગા નથી. મને માછીઓએ બચાવી લીધી—તમે મારી સારવાર કરાવી—તમે મારા સમાં બહેનની ગરજ સારી; પણ હું હતભાગી જીવીને શું કરીશ?"

કેરોલાઇને પોતાની કરમકથા પુરી કરી. થોડીકવાર ડુસકા ભરતી તે મૌન રહી. તેની છાતીનો ભાર હલકો કર્યા પછી મેં તેને કહ્યું:

"બહેન! ગભરા ના. આપણે તારા બદમાસ આશકની સઘળી બાજી ધુળમાં મેળવી તેના પર વેર લઇશું."

"ખરેખર? શું એમ બની શકશે?"

"હા. જરૂર બની શકશે. કાલે હોરેસે તને તારા બાપ પાસે જવાની ના પાડી હતી તેનું કારણ એ હતુ કે તેને પોતાનું પોગળ ફુટી જવાનો ભય લાગ્યો હતો. તને કોણ ખબર કરી હતી તે તારા પિતા જાણે છે?"

"નહિ."

"હવે સાંભળ. હોરેસના બાપે તારા પિતા પાસે પોતાની પાયમાલી થતી અટકાવવા માટે એક લાખ પાઉંડની લોન મેળવવાની માગણી કરી છે—"

"હેં"

"સાંભળ! જો તારા પિતા એ લોન ધીરશે તો તેને એક પાઈ પણ પાછી મળવાની નથી. હું હમણાંજ તારા પિતા પાસે જાઉં છું. અને આ લોનનું કાવત્રું ખુલ્લું કરી નાખું છું.

"બહેન! મારે વિષે બે બોલ—"

"કેરોલાઇન! તારે માટેજ હું આ કરૂં છું. ખરૂં જોતાં એક કાંકરે બે પક્ષી મારવાની મારી ઇચ્છા છે. હોરેસ અને તેના બાપને જો લોન નહિ મળે તો તેઓ પાયમાલ થશે, તેનની મીલ્કતનું લીલાંઉ થઇ જશે અને તેથી આપણું વેર વળશે તારા પિત સાથે હું એવી રીતે વાત કરીશ કે તે તને ખુશીથી પાછી ઘરમાં રાખશે. ફીકર ના કર. હું હમણાંજ જાઉં છું. કેમકે વિલંબ કરવામાં સાર નથી. આટલું કહી કેરોલાઇનને ચુમી લઇ હું તેના બાપને મળવા જવા માટે ગાડીમાં બેઠી.

# પ્રકરણ ૧૭ મું.

## કંજુસ.

ફેરોલાઇનને છોડી હું તેના પિતાને મળવા બ્રોડ સ્ટ્રીટમાં ગઇ. તેને ઘેર જતાં મેં અગત્યના કામસર મી. સીમુરને મળવાની માગણી કરી અને થોડીજ વારમાં નોકર મને તે કંજુસની પાસે લઇ ગયો. મને જોતાંજ તેણે જરા માથું નમાવી નમન કર્યું અને મને ખુરશી પર બેસવાની અરજ કર્યા વિના મારા પર એવી માર્મિક નજરે જોયું કે જેથી તે ઉતાવળમાં છે તે હું સમજી ગઇ.

"મી. સીમુર ! હું તમને પંદર વીસ મીનીટ ખોટી કરીશ. પણ હું વિદાય થઇશ ત્યારે તમે મારો આભાર માન્યા વગર રહેશો નહિં." મેં ખુરસી પર બેસી વાત શરૂ કરી.

"પણ મેડમ ! તમે મનેજ ખરેખર મળવા માગો છો ? તમારી કંઇ ભૂલ તો નથી થઇ ?" મારા પર પોતાની તીક્ષ્ણ આંખો સ્થીર કરી તે બોલ્યો.

"હું મી. ઓબેદા સીમુરનેજ મળવા આવી છું."

"તે તો હુંજ છું, બોલો, તમારે મારૂં શું કામ છે ?" કહી તે સામી ખુરસી પર બેઠો.

"મી. સીમુર ! ધારો કે તમને એક મોટી રકમની ખોટમાંથી બચાવવાની મારામાં શકિત હોય તો ?"

"આહ ! શું ? ખોટ ? મોટી ખોટ ?" તે કંજુસ પર મારા શબ્દોની આબાદ અસર થઇ.

"હા. હું ખાત્રીથી કહું છું કે હું તમને એક મોટી ખોટમાંથી બચાવીશ."

"ખરેખર! મેડમ! હું તમારી વાત ખોટી માનતો નથી. પણ જરા ખુલાશો કરો, તમે મને કેટલી ખોટમાંથી કેવી રીતે બચાવશો?" તેનો અવાજ ધ્રુજવા લાગ્યો.

"જરા ધીરજ રાખો સાહેબ!" મેં કહ્યું: "આપણે વાત કરીએ છીએ તેટલામાં ખોટ જવાની નથી. તમે મોટી ધીરધાર કરો છો–ખરૂં?"

"હા. હું કોઇ કોઇ વાર મોટી રકમ ધીરૂ છું. પણ એક લાખ પાઉંડથી વધુ ને બસો પાઉંડથી ઓછી રકમ કદિ ધીરતો નથી. પણ તેથી શું?—"

"હું હમણાંજ તમને સમજાવી દઉં છું ધારો કે હું તમને એવી ખબર આપું કે જેથી તમે હજારો પાઉંડની ખોટમાં પડતા બચી જાવ તો?"

"તો—તો—હું તમને શું આપું? બોલો, મેડમ! બોલો. તમે મારી ઉદારતા પર વિશ્વાસ રાખો—"

"મારી વાત સાંભળો સાહેબ! હું તદન વેપારી રીતે વાત કરવા માગું છું."

"હું તમે જે રકમ બચાવશો તેના પર એક ટકો આપીશ. વિચાર કરો મેડમ! તમે હજારો પાઉંડ બચાવવાની વાત કરો છો એટલે એટલે ટકાને હિસાબે તમને મોટી રકમ મળશે."

"મી. સીમુર ! મને પૈસાનો બદલો જોઇતોજ નથી."

"ઓ તમારૂં ભલું થાય !" તે કંજુસ હસ્યો: "ત્યારે તમને શું જોઇએ છે? કંઇ ભેટ? તમે કહો તે ભેટ આપીશ. ઇયરીંગસ, નેકલેસ, સોનાનું ઘડીઆળ—"

"જુઓ, મારી પાસે એ બધી વસ્તુઓ છે."

"ત્યારે તમને શું જોઇએ છે? તમને ધણી તો નહિજ જોઇતો હોય! મે ઘણી જાતના સોદા કર્યા છે. પણ તમારા જેવી વાત કદિ સાંભળી નથી, મેડમ હું ફરી પરણવા માગતો નથી. પણ જો તમે મોટી રકમ બચાવતાં હો..."

તેની હસવા જેવી વાત સાંભળી હું ખડખડ હસી પડી અને તે કંજુસ ભોંઠો પડી ગયો.

"મને ભેટ પણ નથી જોઇતી ને ધણી પણ નથી જોઇતો."

"ત્યારે શું જોઇએ છે?"

"તમે બોલ બોલ ના કરો. હું તમને મોટી ખોટમાંથી બચાવી શકીશ તે માટે કંઇ શક નથી. તે માટે મને બદલો જોઇએ છે એ વાત ખરી છે. પણ તે બદલો મારે માટે નથી. હું કોઇ બીજી વ્યકિત માટે એ બદલો માગું છું."

"બીજી વ્યકિત માટે? કોને માટે? મેં જેલમાં મોકલેલા ફ્રેડરીક માટે?"

"નહિ. નહિ. હું એક પસ્તાયલી અને દુઃખી દીકરી તરફથી

બદલો માગું છું. કે જે પોતાના પિતાને પગે પડી તેની માફી માગવા ચાહે છે."

"વેલ મેડમ! જો તમે તમારૂં કમીશન છોડી દેતા હો તો કોઇ છોકરી મારે પગે પડે તેમાં મને કંઇ વાંધો નથી."

"તમારે તેને ગઇ ગુજરી માફ કરી તમારા ઘરમાં આશરો આપવો પડશે."

"તમે મારા કેટલા પૈસા બચાવશો?" તે કંજુસે આતુરતાથી પુછ્યું."

"ઘણા—ઘણા—"

"પણ કેટલા? વીશ હજાર? ત્રીસ હજાર કે પચાસ હજાર?"

"મને વધુ ના પુછો. ફકત તમે શું કરવા માગો છો તેજ જણાવો. તમારી કમનસીબ પુત્રી કેરોલાઇનને પોતાના અવિચારી કૃત્યની પુરતી સજા થઇ ચુકી છે અને હવે તે પસ્તાય છે. તમે તેનો છેલ્લો પત્ર વાંચ્યા વિનાજ પાછો મોકલ્યો ત્યારે તે ભુખે મરતી હતી..."

"ભુખે મરતી?" સીમુર બબડયો, તેના જીગર પર જરા અસર થઇ: "નહિ. નહિ. એટલું બધું ન હોય."

"મી. સીમુર! હું તદન સાચી વાત કહું છું. કેરોલાઇન ખરેખર ભુખે મરતી હતી. તેની દયાજનક હાલતની દયા ખાઇનેજ હું તમને મોટી ખોટમાંથી બચાવવા માગું છું. જો તમે તેને માફ કરી આશ્રય નહિ આપશો તો તે આપઘાત કરી જીંદગીનો અંત લાવશે."

"ઓ ખુદા! ..." સીમુર લાગણીભર્યા સ્વરે બબડ્યો:" પણ પેલા પૈસા?"

"તમે જો કેરોલાઇનને ઘરમાં રાખવાનું કબુલ કરશો તો?"

"હું કબુલ છું. હું વચન આપું છું કે હું તેને માફ કરી ઘરમાં રાખીશ."

"તમારો આભાર!" મેં કહ્યું. મારી જીત થવાથી મને સંતોષ થયો.

"મી. સીમુર! આકસ્મિક રીતે મને ખબર મળી છે કે ગઇ કાલે એક ગૃહસ્થે તમારી પાસેથી એક લાખ પાઉંડની લોન માગી હતી?" મેં હવે ખરી વાત રજુ કરી.

"હા. ખરી વાત છે પણ એમાં વાંધા જેવું શું છે? મી. રોકીંગહામ મોટા જાગીરદાર છે......"

"એ બધી જાગીર ગીરો મુકાયલી છે."

"ગીરો મુકાયલી?" તેણે ધીમી ચીસ પાડી: "આહ! મેં તો તેને કાલે પૈસા આપવાનું વચન આપ્યું હતું! ઓ ખુદા! કેવી મોટી ખોટ! જો એક લાખ પાઉંડ જાત તો હું મરી જાત."

"મી. રોકીંગહામની બધી મીલકત ગીરો મુકાયલી છે. સોલીસીટર મી. ફ્લેમીંગ—"

"ફ્લેમીંગને હું ઓળખું છું."

"ઠીક ત્યારે. જો તમે મી. ફ્લેમીંગને મળશો તો તે તમને ખબર આપશે કે તેના કુળો પાસેથી મી. રોકીંગહામે દોઢ લાખની લોન લીધી છે. અને જો તેઓને એક લાખ પાઉંડ મળે તો તેઓ મીલકતનું વેચાણ મુલતવી રાખવાને તૈયાર છે.

"આહ! બદમાસ મને લુંટી જવા માગતો હતો." સીમુર બોલ્યો: "બે ત્રણ વરસ પહેલાં મેં તેના દીકરા હોરેસને થોડીક રકમ ધીરી હતી તે તે વ્યાજ સાથે ભરી ગયો હતો. હું રોકીંગહામને શ્રીમંત ધારતો હતો પણ એ તો ચીનનો સાહુકાર નીકળ્યો."

"હવે તમે શાંત થાઓ. તમારી ખોટ બચી ગઇ છે."

"તમારો હું શી રીતે આભાર માનું મેડમ? એક લાખ પાઉંડ માટે એક નહિ પણ સો છટકેલ છોકરીને માફ કરવાને હું તૈયાર થાત. મેડમ! તમારો મારાપર મોટો આભાર થયો. જરા શરાબ પીશો?"

"નહિ. હું તમને બીજી વાત કરવા માગું છું. તમે રોકીંગહામના દીકરા હોરેસને ઓળખો છો. એ બદમાસેજ તમારી પુત્રીને દગાથી ભ્રષ્ટ કરી હતી."

"શું? એ છોકરી જેવા નાદાન છોકરાએ?" સીમુર અજબ થઇ ગુસ્સાથી બોલ્યો.

"હા. એ છોકરી જેવો બદમાસ યુવાન જીવતો શયતાન છે. ફેરોબાઇને મને એ બદમાસની નીચતાની બધી વાત કરી છે."

"મારી ગરીબ દીકરી!......" બુઢ્ઢા પર હવે ખરેખરી અસર થઇ.

"સાહેબજી મી. સીમુર! હું કેરોલાઇનને ખુશખબર આપવા જાઉં. આજ કાલમાં હું તેને અહિં લઈ આવીશ."

"આજેજ લાવોને! હું તમારી સાથે આવું ?"

"નહિં. હુંજ તેને ખુશ ખબર આપીશ."

"ભલે તમારી મરજી પડે તેમ કરો. હું હમણાંજ મી. રોકીંગહામને લખી નાખું છું કે તેને હું લોન ધીરવાનો નથી. હું તેને કારણ પણ જણાવી દઉં કે ?"

"હા. તેને કહેજો કે તેના બદમાશ દીકરાએ તમારી પુત્રીને ભ્રષ્ટ કરી હતી અને તેણે મોટગેજ મુકેલી મીલકત પર નાણાં લેવાની કોશેષ કરીને તમને છેતરવાની બાજી રચી હતી."

તે પછી મે તેની રજા લીધી. હું કેરોલાઇનને ખુશ ખબર આપવા દોડી ગઇ. તે મને જોતાંજ ખુશખબર છે. એમ સમજી ગઇ અને આનંદના આવેશમાં બેભાન થઇ ગઇ. થોડીકવારમાં તે શુધ્ધીમાં આવ્યા પછી મે તેને બધી વાત કહી અને તે મારો આભાર માનતી આંસુ ભરી આંખે મારે ગળે વળગી પડી.

કેરોલાઇન આ ખબર સાંભળી એટલી બધી પ્રફુલ્લ થઇ ગઇ કે તેના શરીરની શકિત પણ વધી ગઇ અને તેણે તેજ સાંજે પોતાના પિતાને ત્યાં જવાની આતુરતા બતાવી. મેં તેની વાત મંજુર રાખી ગાડી બોલાવી અને અમે બન્ને મી. સીમુરને ઘેર જવા ઉપડયાં. તે કંજુસના ઘરની સામે ગાડી ઉભી રહી. અમે ગાડીમાંથી ઉતરવાની અણી પર હતાં એવામાં હોરેસ અને તેનો પિતા સીમુરના ઘરમાંથી

બહાર નીકળ્યો. હોરેસના પિતાના મ્હો પર ગમગીની ફરી વળી હતી અને તે નીચે મ્હોડે લથડીઆ ખાતો ચાલતો હતો. તેની નજર મારા પર પડી નહિ. પણ હોરેસે મને જોઇ. મને જોતાંજ તેનો ચહેરો વિકરાળ થઇ ગયો. તે સીધો ગાડી પાસે આવ્યો. કેરોલાઇનને જોતાં તે ચમક્યો. પણ બીજીજ પળે તે શયતાન પોતાની જાત પર આવ્યો.

"રોઝ! તેં અમને પાયમાલ કર્યા—ભીખારી કર્યા. પણ કંઇ ફીકર નહિ. હું તારા પર ભયંકર વેર લઇશ."

આ સમયે કેરોલાઇન તેના તરફ ધિક્કારથી જોઇ રહી હતી તે પરથી મારી ખાત્રી થઇ ગઇ કે હવે તે ફરીથી હોરેસને ચાહવાની નથી. તે બદમાસ મને ધમકી આપી ચાલ્યો ગયો અને હું કેરોલાઇનને લઇ સીમુર પાસે ગઇ. તે વૃધ્ધ પિતાએ પોતાની પુત્રીને વ્હાલથી છાતી સરસી ચાંપી અને એક હતભાગી ભીને ઠેકાણે પાડવાનું પુણ્યકર્મ કરી હું મારે ઘેર જવા ઉપડી.

# પ્રકરણ ૧૮–મું.

## જુદાઈ.

કેરોલાઇનને તેના પિતાની હુંફાળી છાંયામાં છોડી હું ઘેર ગઇ. ત્યારે રાતના દશ વાગેલા હતા. મારો પ્રિયતમ આજે પહેરાપર હતો એટલે તેણી રાહ જોવાની જરૂર ન્હોતી. કેરોલાઇનને આશ્રય અપાવવા માટે લીધેલા પરિશ્રમથી થાકી ગઇ હતી. તેથી મેં મારી દાસી ફ્રાંન્સીસને બોલાવી સુવાની તૈયારી કરવાની આજ્ઞા કરી. ફ્રાન્સીસ નીચે જઇ પાછી આવી બોલી કે હજુ નોકરો બીજાને જવાને તૈયાર નથી.

"કેમ ?" હું જરા ગુસ્સે થઇ.

"મારગરેટ બહાર ગઇ છે તે હજુ આવી નથી." ફ્રાંન્સીસે જવાબ આપ્યો.

મારગરેટ ઘરકામ કરનારી બીજી દાસી હતી. પોતે પતિવ્રતા સતિ ન્હોતી છતાં આટલી રાતે મારી રજા વિના મારગરેટ બહાર ગઇ તે મને પસંદ પડયું નહીં. અગીયાર વાગ્યા સુધી જાગતી બેસી રહી. સાડા અગીઆરને સુમારે મારગરેટ આવી. મેં તરતજ તેને મારી પાસે બોલાવી.

"હું તારી સાથે વાત કરવા માગું છું." ફ્રાન્સીસને ઓરડામાંથી બહાર કાઢી, મેં રાતી આંખે મારગરેટને કહ્યું.

"શાની વાત ?" તે રૂક્ષતાઇથી બોલી.

"તું રજા વિના શા માટે બહાર ગઈ હતી?"

"ઓહ! હું રાતે બહાર ગઈ તેથી બાઈ સાહેબ છેડાયાં છે કે? શું હું તમારી ગુલામડી છું કે મારા મિત્રોને મળવા પણ ન જાઉં?" તેની ધૃષ્ટતા વધતી ગઈ.

"ચૂપ રહે! મારગરેટ! તું ભાનમાં છે? મારી સાથે કેમ વાત કરવી—"

"ઓહ તારી સાથે કેમ વાત કરવી? તને ઝુકી ઝુકીને સલામ કરવી જોઈએ ખરૂં? જરા વિચાર તો કરી જો. તારા કરતાં હું હજાર દરજ્જે સારી છું. તું ખુબસુરત છે, યુવાન છે, પણ તારી સુંદરતા વેચીને તું પેટ ભરે છે. તું જે ખાય છે, જે વસ્ત્રો પહેરે છે, જે આલીશાન મકાન વાપરે છે, જે ગાડીમાં ફરવા જાય છે અને જે નોકરોપર સત્તા ચલાવે છે. એ સર્વ તારી જુવાનીની કીંમત છે. પણ એનો અંત કેવો આવશે? જ્યારે તારા ગાલપરની રાતી સુરખી ઉડી જશે, આંખો ઉંડી ઉતરી જશે, ચામડીપર કરચલીઓ વળશે ત્યારે તું બજારમાં બેસનારો હલકટ વેશ્યા થશે અને ભીખ માંગતી મરી જશે અથવા ટેમ્સ નદીમાં પડી આપઘાત કરશે..."

"મારગરેટ!—" હું ગુસ્સાથી પાગલ થઈ ગઈ. મારાથી બીજો શબ્દ ન બોલાયો. મારગરેટ છેલ્લે પાટલે બેઠી હતી. "હું તને રજા આપું છું."

"મારે રજાજ જોઇએ છે. તારા જેવી વઠેલ સ્રીને ત્યાં નોકરી રહેવામાં મારી શોભાજ નથી. હું મહેનત મજુરી કરી પવિત્રતાથી પેટ ભરનારી કુલીન સ્રી છું. તને માન કોણુ આપે છે? રસોઇયણુ પણુ તારાથી કંટાળી ગઇ છે. ને તારી નોકરી છોડી જવા માગે છે. પેલી દંભી, લુચ્ચી માંજરી બીલાડી ફ્રાન્સીસ તારી ભક્ત છે. પણુ જો જે! એક દહાડો તે તારા જેવીજ થશે અથવા હમણાં પણુ છુપી રીતે બે ચાર આશકોને મળતી હશે!" મારગરેટે મને વજ્રાઘાત કરવા ચાલુ રાખ્યા.

હું ગુસ્સાથી લાલ પીળી થઇ ગઇ અને ગુસ્સાથી ઘંટી મારી. તરત ફ્રાન્સીસ હાજર થઇ.

"ફ્રાન્સીસ! મારગરેટનો પગાર ચુકવી આપી એને હમણાં ને હમણાં રજા આપ."

મારગરેટ ફ્રાન્સીસ સાથે બહાર ગઇ અને હું મારગરેટે ભાખેલા ભયંકર ભવિષ્યથી થરથરી જઇ ઉશીકા પર માથું નાખી છુટે મ્હોડે રોવા લાગી. કેરોલાઇનની કરૂણુ દશા મેં નજરે નીહાળી હતી. એક વાર મારા પણુ એવા હાલ થશે એ ખ્યાલથી હું ધ્રુજી ગઇ મને રાત્રે ઉંઘ ન આવી. સ્હવારે જાગી ત્યારે મારૂં મન ખિન્ન થઇ ગયું હતું. માથું સખત દુખતું હતું અને કોઇ ભારી આફત આવવાની આગાહી હોય તેમ મારી જમણી આંખ ફરકતી હતી.

બપોરે રેજીનાલ્ડ આવ્યો અને તેની હુંફાળી ગોદમાં પડતાંજ હું મારી સઘળી મનોવેદના ભુલી ગઇ. પણુ મારા નસિબમાં સુખ

લખાયેલું ન્હોતું. રેજીનાલ્ડના મધુર પ્રેમ ચુમ્બનોથી મસ્ત થઇ હું તેની પાસે બેઠી હતી એવામાં ફ્રાન્સીસ ગભરાયલી ગભરાયલી ત્યાં દોડી આવી બોલી:

"બાઇ! કોઇ સરકારી ઓફીસર આવ્યો છે.

"સરકારી ઓફીસર?" હું ભયભીત થઇ પણ તેજ વખતે સરકારી અમલદાર હાથમાં વોરંટ લઇ અંદર આવ્યો અને માનથી નમન કરી બોલ્યો:

"હું તમને ખલલ કરવા માટે બહુજ દિલગીર છું. કેપટન! પણ સરકારી હુકમ આગળ લાચાર છું.

"શું છે? રેજીનાલ્ડ! શું છે?" રેજીનાલ્ડ તરફ ભયભરી નજરે જોઇ મેં સવાલ કર્યો.

"મેડમ! ગભરાવાની કંઇ જરૂર નથી. કેપટન રેજીનાલ્ડ જેવા જુવાનો વારંવાર આવી મુશ્કેલીમાં આવી પડે છે અને પાછા છુટી જાય છે. કેપટન પર એમના માગનારાઓએ વોરંટ કઢાવ્યું છે અને મે ફેરમાં એમનો પત્તો નહિ મળવાથી મારે અહિં આવવું પડયું છે."

રેજીનાલ્ડ અત્યાર સુધી ચુપ બેસી રહયો હતો. તેના મૌન પરથી મારી ખાત્રી થઇ ગઇ કે સરકારી ઓફીસરની વાત ખરી છે. મારા વ્હાલાએ મારે ખાતર કરજ કરીને આ આફત વ્હોરી લીધી હતી એવો ખ્યાલ આવતાં મને અંત્યત દુઃખ થયુ.

"રેજીનાલ્ડ! તમારે કેટલું કરજ છે? મારી પાસે જે છે તે વેચી નાખો."

"વ્હાલી રોઝ! ગભરા ના. શાંત થા. હું તારી પાસેથી એક પાઇ પણ લેવાનો નથી. ચાલો, ઓફીસર! હું કાયદાને માન આપવાને તૈયાર છું." કહી રેજીનાલ્ડ ઉભો થયો.

હું બાળકની પેઠે રોઇ પડી—રેજીનાલ્ડને એક બે વાર ભેટી પડી પણ મારે નસિબે વિયોગજ લખાયલો હતો. સરકારી નોકર રેજીનાલ્ડને લઇ ચાલ્યો ગયો અને હું ગમગીનીમાં ગીરફતાર થઇ ડુસકા ખાવા લાગી.

સાંજના છ વાગ્યા શું કરવું તેની મને સમજ પડી નહિ. મારો રેજીનાલ્ડ કેદમાં? આ વિચારજ મારૂં કલેજું કોરી ખાતો હતો. તેના માગનારાઓના નામ ઠેકાણાંની મને ખબર ન્હોતી. મારે રેજીનાલ્ડને શી રીતે છોડાવવો તે વિષે હુ જાતજાતના તરંગ ઉઠાવતી હતી એવામાં ફ્રાન્સીસ ઓરડામાં આવી અને તેણે સર રેજીનાલ્ડ ફેરરટેરકયુના આગમનની ખબર આપી.

"તેમને અંદર લઇ આવ." રેજીનાલ્ડના પિતાના આગમનની ખબર સાંભળી મેં જલદીથી આંસુ લુછી નાખ્યા. બીજી મીનીટે તે વૃધ્ધ ગ્રહસ્થ દિવાનખાનામાં આવ્યો અને મેં તેને માનપુર્વક ખુરશી પર બેસવાની વિનંતી કરી.

"મીસ લામ્બર્ટ! હું તમારી સાથે થોડીવાર અગત્યની વાત ચીત કરવા માગું છું." રેજીનાલ્ડના પિતાએ ગંભીર અવાજે કહ્યું.

મેં ફ્રાન્સીસને રજા આપી.

"તમને મેં મારા દીકરાના રૂમમાં તે દહાડે જોયાં ત્યારે તમે જે પત્ર લખી ગયાં હતાં તે પરથી મારી ખાત્રી થઇ ગઇ હતી કે તમે સ્વાર્થી નથી. હું એ પણ જાણું છું કે તમે મારા પુત્રને ચાહો છો. અને તે તમને ચાહે છે."

"ઓહ ! સર રેજીનાલ્ડ ! જો મારાથી બનતું—"

"ગભરાવ ના મીસ લામ્બર્ટ ! તમારે બદલે કોઇ સ્વાર્થી અને વંઠેલ સ્ત્રીના પંઝામાં મારો પુત્ર સપડાયો હોત તો તે વધારે ખરાબ થાત. પણ તમારે માટે મને માન છે. મારી ખાત્રી છે કે તમે તમારી રાજી ખુશીથી પવિત્રતાને તજી આ રસ્તે ચઢયા નથી. તમે કોઇ અસાધારણ સંજોગનાં ભોગ થયલા હોવા જોઇએ. તમારે માટે મારી આવી લાગણી હોવાથીજ હું તમને એક વિનંતી કરવા આવ્યો છું...." આટલું બોલી તે વૃધ્ધ બૅરોનેટ સ્થિર આંખે મારા તરફ જોઇ રહ્યો.

"બોલો, સાહેબ ! હું તમારી દરેક આજ્ઞા માનવાને તૈયાર છું.

"મિસ લામ્બર્ટ ! હું શું માગું છું તે તમે કલ્પી શકતા નથી ! હું તમારી પાસેથી મારો પુત્ર પાછો માગું છું. હું વૃધ્ધ થયો છું.... આ દુનિયામાં હું થોડા દહાડાનો મહેમાન છું અને મારા પુત્રને ખાતર મારી જીંદગીની આખરીએ હું દુઃખી નહિ થાઉં તે માટે હું તમારી કૃપા માગું છું......"

"ટુંકામાં તમે એમ કહેવા માગો છો કે મારે તમારા પુત્રથી જુદા પડવું. સર રેજીનાલ્ડ ! જાઓ, હું તમને વચન આપું છું કે હું કેપ્ટનને ફરીથી કદિ મળીશ નહિ."

"ઓ! તમારા ઉમદા જીગરમાંથી આવોજ જવાબ મળશે એવી મારી ખાત્રી હતી. તમે મારો પુત્ર મને પાછો આપો છો તે માટે હું તમારો જીવન સુધી આભારી રહીશ. હવે મીસ લામ્બર્ટ! મારી વાત સાંભળી માઠું લગાડશો નહિ. હું તમારા હિતેચ્છુ તરીકે એક સુચના કરૂં છું. આ કવરમાં પાંચસો પાઉંડની નોટ છે. તે લો—લંડન છોડી જાઓ—કોઇ ગામમાં આબરૂ દરકારથી જીવન ગાળો અને તમારા જીવનનું સાર્થક કરો. જો તમે મારી સલાહ માનશો તો તમને કદિ કોઇની સહાયની જરૂર પડશે નહિ; છતાં જો કમ સંજોગે તમને કોઇ વડીલની સહાયની જરૂર પડે તો હું હંમેશાં તમારે પડખે ઉભો રહીશ."

તે વૃધ્ધ ગૃહસ્થની આ વાત સાંભળી મારી આંખમાં આંસું આવ્યા. રેજીનાલ્ડને હું ખરા પ્રેમથી ચાહતી હતી. એ પ્રેમીનો પ્રેમ છોડતાં મારા જીવનમાં અંધકારજ રહેશે. હવે આ વિલાસી જીંદગી ગાળવાની મને હોંસ પણ ન્હોતી.

"સર રેજીનાલ્ડ! તમારી સલાહ મારે મંજુર છે. હું આજેજ આ ઘર ખાલી કરી ચાલી જઇશ. અને પ્રભુ કૃપાથી જો હું પવિત્ર જીંદગી ગાળી શકીશ તો તમને એક વર્ષ પછી હું પત્ર લખીશ."

"તમે જરૂર પવિત્ર રહી શકશો, મીસ લામ્બર્ટ! લો, આ નોટ રાખો—"

"નહિ. નહિ. મને પૈસાની જરૂર નથી. હું પૈસાને ખાતર રેજીનાલ્ડને છોડી ગઇ છું—"

"નહિ. નહિ. તમે મહદ આત્મભોગ આપ્યો છે તેની હું રેજીનાલ્ડને ખાત્રી આપીશ. મારા પુત્રના કલ્યાણ માટે તમે આ પગલું ભરો છો તે હું જાણું છું. લો, મીસ લામ્બર્ટ! અત્યાર સુધી લક્ષ્મી તમને પગે લાગતી આવતી હતી. હવે તમે પવિત્રતાને પંથે જશો ત્યારે નખરાંબાજ લક્ષ્મી દેવી તમને જોઇ આડું જોશે. માટે લો.. ..."

મેં વૃધ્ધ બેરોનેટનો આભાર માની પાંચસોની નોટ સ્વીકારી. ફ્રાન્સીસને બોલાવી મેં મારો સઘળો સામાન બાંધવાની આજ્ઞા કરી. મારગરેટને મેં રજા આપી દીધી હતી. રસોઇયણને મેં તરત પગાર ચુકવી દીધો પણ મારી વ્હાલી વફાદાર દાસી ફ્રાન્સીસથી જુદાં પડતાં મને લાગી આવ્યું. મેં તેને તેના પગાર ઉપરાંત દશ ગીની આપી તેની મા પાસે જવાનું કહ્યું. તે રડી પડી. તે વગર પગારે મારી નોકરી કરવા તૈયાર હતી. પણ મારો નિશ્ચય અડગ રહ્યો. હું પાપ માર્ગ છોડવા તત્પર થઇ હતી. લેડી લ્યુસીયા માટે સીટીંગ-બર્નમાં મેં ઘર ભાડે રાખ્યું હતું; ત્યાંજ જવાનો મારો ઠરાવ હતો. ફ્રાન્સીસને સમજાવી સામાન ગાડીમાં નખાવી હું તેજ સાંજે સીટીંગ-બર્ન જવા ઉપડી ગઇ.

"હું રાતે અગીઆર વાગે સીટીંગબર્ન પહોંચી. મને જોઇને બન્ટીંગ દમ્પતિ રાજી રાજી થઇ ગયું, પણ લ્યુસીઆની દાસી મેરીઆ જરા નારાજ થઇ. તેણે મારા અચાનક આગમનની આશા રાખી ન્હોતી પણ તેની શેઠાણી મારા આભાર નીચે હતી એ વાતનો ખ્યાલ આવતાંજ તેને અભાવની લાગણી દૂર કરી હું લ્યુસીઆના રૂમમાં ગઇ. ત્યારે

તે ઉમરાવજાદી પ્રથમ મને વ્હાલથી ભેટવાને બદલે પ્રથમ બારણા બંધ કરવા ગોળી. અને દ્વાર બંધ કર્યું પછીજ તેણે મને ચુમી લીધી. પોતાનીજ સલામતી માટેની તેની આટલી બધી કાળજી જોઇ મને જરા માઠું લાગ્યું. પણ તે સમયે હું મન મારી બેસી રહી.

લ્યુસીઆ તદ્દન સ્વાર્થી હતી. તે વિષે હવે મને જરા પણ શક રહ્યો નહિ. તેને માટે પુષ્કળ ખર્ચ કરીને હું સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરાવતી, છતાં તેમાં તે કંઇને કંઇ ખામી કાઢતી.

પંદર દિવસ વહી ગયા. અકટોબર મહીનાનો આરંભ થયો. લ્યુસીઆને પુરા મહીના જતા હતા. એક સાંજે તેને સખત ચુંક આવી. નર્સ અને ડાૅકટરને બોલાવવાની જરૂર પડી, પણ એ હઠીલી અને સ્વાર્થી ઉમરાવજાદીએ જાડા બુરખાથી ચહેરો ઢાંકી લીધા પછીજ નર્સને રૂમમાં દાખલ થવા દીધી થોડીવાર પછી તેણે એક છોકરીને જન્મ આપ્યો અને નર્સ તેને લઇ બીજા ઓરડામાં ગઇ. બાળકને સાફ કર્યા પછી નર્સે તે તેની માતાને બતલાવવાની ઇચ્છા જાહેર કરી પણ લ્યુસીએ રાક્ષસી હૃદયે તેનું મ્હોં જોવાની ના પાડી. એ હૃદયહીન માતાએ પોતાની દીકરીને ધવડાવવાની પણ ના પાડી. મને બચ્ચાં માટે લાગી આવ્યું અને મેં તેને માટે એક ધાઇ શોધવાની મીસીસ જન્ટરને અરજ કરી. મારે નસિબે એક માઇલ દુર રહેતી મીસીસ મીલ્વર્ડે એક મહીના પરજ પોતાનું બાળક ગુમાવ્યું હતું. તેનો ધણી ખેતરમાં નોકરી કરતો હતો. મીસીસ જન્ટરના બન્દાબસ્તથી આ ગરીબ દમ્પતિએ લ્યુસીની પુત્રીને

પોતાની પુત્રી તરીકે ઉછેરવાનું કબુલ કર્યું અને લ્યુસીના વચન પર વિશ્વાસ રાખી મેં તેઓને દર વરસે વીશ પાઉંડ આપવાની કબુલાત આપી. આરંભમાં મેં મારા ગજવામાંથી દશ ગીની આપી.

બીજા પંદર દીવસમાં લ્યુસીની તબીઅત તદ્દન સુધરી ગઇ. એવામાં તેની ફોઇનો પત્ર આવ્યો. તેમાં તેણે લ્યુસીને લંડન પાછા ફરવાની વિનંતી કરી હતી. લ્યુસી જવા તૈયાર થઇ. તેણે મને એક પાઇ પણ આપી ન્હોતી. મેં તેના પર અનહદ ઉપકાર કર્યો હતો. પણ તેને મ્હાડેથી મારો ઉપકાર માની બનતા સગવડે મારા પૈસા ભરી આપવાની ખાત્રી આપી. મારી સાથે ભવિષ્યમા પત્ર વહેવાર કરવાની પણ તેની ઇચ્છા ન્હોતી તેથી તેણે મારૂં નવું ઠેકાણું માગવાની દરકાર પણ ન કરી. તેની નીચ સ્વાર્થી પ્રકૃતિ હું સમજી ગઇ હતી. પણ તે માટે હું કંઇ ન બોલી. તે સૌમીગબર્ન છોડી ગઇ. તે ગયા પછી ગામના લોકો મારા તરફ આંગળી નાખી કંઇ કંઇ વાત કરવા લાગ્યા. હું કંટાળી અને નવા ઘરની શોધમાં પડી, હેમ્પશાયરમાં એક સગવડભર્યું ઘર ભાડે આપવાનું છે એવી જાહેર-ખબર છાપામાં વાંચી મેં તે માટે તપાસ ચલાવી. અને એ ઘર અનુકુળ લાગવાથી હું બન્ટીંગ તથા મીલવડ દમ્પતિને મળી મારા નવા ઘરમાં રહેવા ગઇ.

# પ્રકરણ ૧૯ મું.

## લગ્નમાં વિઘ્ન.

મારા નવા ઘર કલેરંસ વીલામાં ઠેકાણે પડયા પછી પંદરેક દિવસ બાદ હું ફરવા ગઇ હતી ત્યારે અચાનક આર્થર બ્રીજીસ મને રસ્તામાં મળી ગયો. તે પ્રેમાળ યુવાન હતો. તેની કાળી આંખોમાં સ્નેહાળ લાગણી સ્પષ્ટ જણાતી હતી. મધ્યમ બાંધાનો, પાતળો અને નમ્ર ચહેરાનો એ યુવાન આશરે પચીશેક વર્ષનો હશે. હાલમાં તે સુંદર કાળા શુટમાં સજ્જ થયો હતો અને ખાનદાન ગૃહસ્થ જેવો લાગતો હતો.

તેણે મને તરત ઓળખી. આનંદ અને અજાયબીથી તેનો ચહેરો ખીલી ગયો. તે મારો હાથ પકડી આભારની લાગણી વ્યકત કરતો બોલ્યો: "આહ! મીસ લામ્બર્ટ! તમને ફરીથી મળતાં મને જે ખુશાલી ઉપજી છે તેની શું વાત કરૂં? હું તમારો અત્યંત રૂણી છું. હું કદિ તમને ભુલ્યો ન્હોતો મેં તમને પત્ર ન લખ્યો તે માટે તમે મને નગુણો માની લીધો હશે—"

"નહિ. મી. બ્રીજીસ! તમારે માટે કદિ એવો વિચાર આવ્યો નથી. મહેરબાની કરી ભુતકાળની વાત ભુલી જાઓ—" મેં કહ્યું.

"ભુતકાળ ભુલી જાઉં? જે બનાવ મારા સ્મૃતિપટ પર સોનેરી અક્ષરે લખાઇ ગયો છે તેને ભુલી જાઉં! મીસ લામ્બર્ટ? મને માફ કરો. પણ મને નોકરી મેળવી આપનાર દેવી તમેજ હતાં એવો મને શક છે. લોર્ડ ડાવલીને મેં એ વિષે ઝાઝી પરપુછ કરી ન્હોતી."

"વેલ, મી. બ્રીગ્જીસ! હું કબુલ કરૂં છું કે મારા કેટલાક મિત્રોને લોર્ડ ધ્રુવલી સાથે મિત્રતા હોવાથી મેં તમારે માટે ભલામણ કરી હતી." મેં ખરી વાત છુપાવવમાં હવે કંઇ સાર ન જોયો.

"મીસ લામ્બર્ટ!" અત્યંત લાગણીથી તે બોલ્યો. "હું તમારો આભાર કદિ વાળી શકીશ નહિ. તમે મને ગરીબીમાંથી, મોહતાજીમાં-થી અને જેલમાંથી બચાવ્યો. પણ એટલાંથીજ તમને સંતોષ થયો નહિ. તમે મને જાથુકની નોકરી અપાવી જીવનભરનો આભારી કર્યો. મીસ લામ્બર્ટ! લોર્ડ ધ્રવલીની મહેરબાનીથી એલ્મવુડના પાદરી-નો ઓધ્ધો મને મલ્યા પછી મેં કરકસરથી જીંદગી ગાળવા માંડી હતી અને મને જેલમાંથી બચાવવા માટે જે રકમ તમે ધીરી ગયા હતા તે બે ત્રણ દિવસમાંજ હું તમને આપવા આવીશ. તમે ગામમાં રહો છો કે એક બે દહાડા માટેજ આવ્યાં છો?"

"હું અહિં ક્લેરંસ વીલામાં રહું છું." મેં કહ્યું.

"એમ? ત્યારે તો કોઇવાર મારા ઘરમાં પધારી મને આભારી કરજો." આગ્રહે વિનંતી કરી અને અમે એક બીજાને નમન કરી છુટાં પડયાં.

બે દિવસ પછી તે મને મળવાને ક્લેરંસ વીલામાં આવ્યો. આવતાં વાર તેણે મેં તેને ધીરેલી રકમ ટેબલ પર મુકી અને મારો પુનઃ પુનઃ આભાર માનવા લાગ્યો.

"મી. બ્રીગ્જીસ! કૃપા કરી મારો આભાર માનવાનું માંડી વાળો. અને મારા પર એક કૃપા કરો—

"ઓહ! તમે કહો તે કરવાને હું તૈયાર છું."

"આ પૈસા લઇ જાઓ અને તમને યોગ્ય લાગે તેવા ધાર્મિક કામમાં વાપરી નાખજો."

"મીસ લામ્બર્ટ! તમારી આજ્ઞાનો અવિશુદ્ધ અમલ થશે." કહી આર્થરે પૈસા ગજવામાં મુકયા: "હવે હું બીજીજ વાત કરીશ. તમે આ ગામનાં કુટુંબો સાથે પરિચિત થવા માગો છો?"

"નહિ. હું એકાંત વાસ પસંદ કરૂં છું."

"ભલે, જેવી તમારી ઇચ્છા! પણ તમે મને એક મિત્ર જેવો ગણુશોને?"

"તમને મિત્ર ગણવાની મારાથી કેમ ના પડાય?" હું બોલી. તેણે માનથી પણ વ્હાલ સાથે મારો હાથ જરા દાબ્યો.

બે ત્રણ વાર રવિવારને દિને હું આર્થરના દેવળમાં તેનો ઉપદેશ સાંભળી આવી. તેના ધાર્મિક બોધની મારા પર ઉંડી અસર થઇ. આર્થર એક આદર્શ યુવાન હતો એવી મારી ખાત્રી થઇ ગઇ.

મહિનાઓ વહી ગયા અને પ્રેમીઓની માનીતી વસંત ૠતુ બેઠી. વનસ્પતિ લીલી છંમ થઇ ગઇ. મધુર પુષ્પોનો પરાગ વાતાવરણને સુગંધમય બનાવી રહ્યો. મધમાખો પુષ્પોનો રસ ચુસતી ગણુગણાટ કરતી ભમવા લાગી. આ સમય દરમ્યાન આર્થર અઠવાડીયામાં બે વાર મને મળવા આવતો અને દર રવિવારે હું તેના દેવળમાં જતી. ગામડીઆઓ હવે મારા તરફ માનથી જોતા હતા અને મારૂં વર્તન

પણ તેવુંજ હતું. રેજીનાલ્ડને છોડી દઈને તેના પિતાની લાગણીને માન આપવા માટે મને આનંદ થતો હતો. રેજીનાલ્ડ તરફના પ્રથમ પ્રેમનો ઉભરો શમી ગયો હતો અને હવે હું મારી ઇચ્છા શક્તિને પ્રતાપે સંયમી થઈ હતી.

મારે અત્રે કહી દેવું જોઈએ કે આર્થર મને ચાહતો હતો. મેં તેના પર ઉપકાર કર્યો હતો અને એ ઉપકારની લાગણી હવે પ્રેમમાં ફેરવાઈ ગઈ હતી. તેણે પોતાના પ્રેમનો મારી સમક્ષ હજુ એકરાર કર્યો ન્હોતો. પણ દર મુલાકાત વખતે મને જોઈને તેની આંખો જે ભાવ વ્યકત કરતી તે પરથી મને તેના પ્રેમ વિષે જરા પણ શક રહ્યો ન્હોતો. હું પણ એ પ્રમિષ્ઠ યુવાનના પવિત્ર પ્રેમ પર મુગ્ધ થઈ હતી. પણ હું તેની નિર્દોષતાનો લાભ લઈ મારો સ્વાર્થ સાધવા માગતી ન્હોતી. આર્થર વહેલા મોડા મને પરણવાની માગણી કર્યા વિના રહેવાનો નથી એમ લાગતાંજ હું બેચેન થઈ મારા ભયંકર ભુતકાળ માટે મને ધિક્કાર ઉપજ્યો. આહ! જો હું પેલા નિચ કર્મચંડાળની જાળમાં દગાબાજીથી ફસી ગઈ ન હોત તો આજે હું કેટલી સુખી થાત? નહિ. મારા નસિબમાં પ્રભુએ સુખ શાંતિ લખ્યાજ નથી. આર્થર પવિત્ર નિર્દોષ અને પ્રેમાળ હતો. હું ભ્રષ્ટ પાપીણી હતી. ગમે તે ભોગે મારે તેની નજર સામેથી દુર થવું જોઈએ એવો મેં વિચાર કર્યો. અને એક દિવસ છાતી કઠણ કરી મેં સામાન બાંધવાનો નોકરોને હુકમ કર્યો. તે સાથેજ જે દુકાનદારોને ત્યાંથી હું માલ ખરીદતી હતી તેઓને તેઓના બીલ લઈ જવાની મેં વિનંતી કરી અને સાંજે પોર્ટસમથ જવા માટે એક ખેડુતની ગાડી ભાડે કરી.

નોકરોએ મારો સામાન બાંધી લીધો. સાંજે ચાર વાગાને સુમારે ફલેરંસ વીલા સામે ગાડી આવી ઉભી રહી. હું હેટ પહેરી શાલ ઓઢી લેવા માટે મારા ડ્રેસીંગ રૂમમાં ગઇ તેજ પળે આગલા બારણા ખખડયા અને આથરનો અવાજ સંભળાયો:

"મીસ લામ્બર્ટ ઘરમાં છે ? ..આ શું ? શું ખરેખર તમારાં શેઠાણી બહારગામ જાય છે ?" તેણે મારી દાસી સાથે કરેલી આટલી વાત મને સંભળાઇ. મારી છાતી ધડકવા લાગી. મારી આંખમાં આંસુ આવ્યા પણ હવે દ્રઢતાની જરૂર હતી. હું આર્થરને માટેજ આ ગામ છોડી જતી હતી. ગમે તેમ થાય પણ મારા પાપી આત્માને હું આર્થરના પવિત્ર આત્મા સાથે જોડવા માગતી ન્હોતી.

હું જેમ તેમ મારી મનોવેદના દબાવી તેની પાસે ગઇ. મને જોતાંજ તે આવેશભર્યા સ્વરે બોલી ઉઠયો: "મીસ લામ્બર્ટ ! શું તમે ખરેખર વિદાય થાઓ છો ?"

"હા. અનિવાર્ય કારણસર મારે જવું પડે છે, પણ તમને એ વાતની શી રીતે ખબર પડી ?" મેં કહ્યું.

"મને શી રીતે ખબર પડી ? આહ ! તબેલાવાળા ખેડુતે વાતમાંને વાતમાં મને ખબર આપી. પણ તમે આમ અચાનક શા માટે ચાલી જાઓ છો ? શું તમારા કુટુંબ પર કંઇ આફત આવી છે ?"

"હા એમજ છે." તેના શબ્દોમાંથીજ મેં મારી વીદાયગીરીનું બહાનું શોધી કાઢયું.

"આહ! મને તમારે માટે અત્યંત લાગી આવે છે." ધીમા, કરૂણ અવાજે તે બોલ્યો: "પણ શું હું તમારી કોઇ રીતે સેવા બજાવી ન શકું? ઓહ મીસ લામ્બર્ટ! જો તમે મારા હૃદયની લાગણી જાણતા હોત! પણ નહિ. નહિ. મારી હિમ્મત ચાલતી નથી. જો તમે મને અગાઉથી ખબર કરી હોત તો હું તમારે માટે ગાડી ભાડે કરી લાવત! બોલો, મીસ લામ્બર્ટ! તમે મારા પર નારાજ થયાં છો? તમે આટલાં ગંભીર કેમ છો?" તેના આવેશનો પાર ન્હોતો. તેની છાતી ધડકી રહી હતી અને તે જેમ તેમ આંસુ ખાળી રહ્યો હતો.

નહિ. મી. બ્રીજીસ! હું તમારા પર જરા પણ નારાજ થઇ નથી." મેં તેને ખાત્રી આપી.

"આહ! તમારા શબ્દો મને મીઠા દિલાસા જેવા લાગે છે. મીસ લામ્બર્ટ! તમે થોડા દિવસ માટે જતાં હો એમ લાગતું નથી. આ ઘરના દેખાવ પરથી તો તમે હંમેશને માટે કલેરંમ વીલા તજી જાઓ છો એવો ભાસ થાય છે આહ! મારા સુખનું એક માત્ર કેન્દ્રસ્થાન......નહિ નહિ મને માફ કરો—મારી ભુલ થઇ......"

"મી. બ્રીજીસ!" મારો અવાજ ધ્રુજી ગયો: "તમે મને કાલે મળી ગયા ત્યારે મારે અચાનક ચાલી જવું પડશે એવો મને ખ્યાલ પણ ન્હોતો—"

"ત્યારે તમે હંમેશને માટે જાઓ છો? ઓહ! આ હંમેશના વિયોગથી મને કેટલું દુ:ખ થશે? મીસ લામ્બર્ટ! મને માફ કરજો.

પણ તમારો વિજોગ મારાથી સહન થશે નહિ કેમકે હું તમને ચાહું છું." અંતે જે એકરારથી હું ડરતી હતી તેજ એકરાર થયો. તેણે પ્રેમના આવેશમાં મારો હાથ પકડી તે પર ચુમી લઇ લીધી. હું કંઇ ન બોલી. મેં તેના ઓઠ પર મારો હાથ રહેવા દીધો. એક પલ—આહ! પણ કેવી મધુર પલ? મને લાગ્યું કે હું તેને ચાહું છું. પણ એ પ્રેમ રેજીનાલ્ડ પરના પ્રેમ કરતાં જુદી જાતનો હતો. એ પ્રેમમાં શારીરીક વાસનાનું પ્રાબલ્ય ન્હોતું. એ પ્રેમ પવિત્ર દમ્પતિ જીવન ગાળવાની અભિલાશા રૂપ હતો.

બે ત્રણ પળ પછી હું એ સુખી સ્વપ્નમાંથી ચમકીને જાગ્રત થઇ.

"મી. બ્રીજીસ! કૃપા કરી તમે હમણાં જે એકરાર કર્યો તે ભુલી જાઓ, મહેરબાની કરી તમે મને વિસારી દો."

"શા માટે? રોઝ! વ્હાલી રોઝ તું બીજા કોઇને ચાહે છે?"

"નહિ."

"ત્યારે મારા વફાદાર જીગરનો પવિત્ર પ્રેમ તું શા માટે સ્વીકારતી નથી? ઓ રોઝ! તારા એકજ શબ્દ પર મારા જીવનના સુખ દુઃખનો આધાર છે. પણ મુઓ હું કમબખત! તારા કુટુંબ પર આફત આવી છે, ત્યારે હું પ્રેમની માગણી કરી રહયો છું. રોઝ! મારા અવિચારી ઉચ્ચાર માટે મને માફ કર......" તે પ્રમાણિક યુવાન પ્રેમના આવેશમાં પોતાનીજ ભુલ જોવા લાગ્યો.

" પ્રીન્સ ! મને વધુ દુઃખી નાં કરો. મને છોડી જાઓ મને ભુલી જાઓ—"

"તમારા બોલને હું કાયદા જેટલું માન આપવાને તૈયાર છું. મીસ લામ્બર્ટ ! પણ શું તમે ખરેખર મને ચાલ્યા જવાનો હુકમ કરો છો ?"

" હા જાઓ, જાઓ." મારી આંખમાં આંસુ આવ્યા.

"તમારી આજ્ઞા મારે માથે ચઢાવવાને હું તૈયાર છું." કહી તે ખુરશી પરથી ઉભો થયો. " રોઝ ! છેલ્લી સલામ ! તું જ્યાં જાય ત્યાં સુખી થજે ! મારે નસિબે તો હવે—"

તેણે મ્હો ફેરવી લીધું. આંખ પર રૂમાલ દાબ્યો અને બારણાં પાસે ગયો.

"આર્થર ! પાછા ફરો—મને છોડી ના જાઓ." હુ મારા હૃદય પરનો કાબુ ગુમાવી બેઠી. આર્થરની ખુશાલીનો પાર રહયો નહિ. તે પાછો ફર્યો અને બીજી પળે હું તેની પ્રેમાળ ગોદમાં જઇ પડી. તે પ્રેમ ઘેલો યુવાન મારા માથા પર, ઓઠ પર, ગાલ પર ચુમીઓનો વરસાદ વરસાવવા લાગ્યો. હું તેની મોઠી ગોદમાં અનિર્વાચ્ય આનંદ ભોગવતી પડી રહી.

"મી. પ્રીન્સ !..." પ્રેમનો ઉભરો શમી ગયા પછી હું બોલી.

" હવે શાંતિથી મારી વાત સાંભળી લો." મારા અવાજની ગંભીરતાની તેના પર પુરી અસર થઇ. તે મારી સામેની ખુરશી પર

ઠો. ફરીથી તેના વદન પર સંયમ અને શાંતિની છટા આવી ગઇ
તી.

"હું તમને ચાહતી હોઉં એવી રીતે વર્તી છું છતાં જો હું
મને એમ કહું કે તમારે માટે મારા હૃદયમાં સ્થાન નથી તો ?

"તો હું થોભીશ......."

"નહિ. નહિ. આર્થર ! હું તમારે માટેજ વિદાય થતી હતી."

"આહ ! તારા શબ્દોથી મારી ચિંતા ઓછી થાય છે. તારા પર
કઇ કુટુંબી આફત આવી નથી—"

"નહિ. હવે સ્પષ્ટ વાત કરીશ. આર્થર ! તમારો ને મારો
બંધ અશક્ય છે."

"નહિ. વ્હાલી ! હું તને ચાહું છું. રોઝા ! તુ મારી થશે ?"

"હું તમારી થાઉં ? ઓ પ્રભુ ! જો એમ બની શકતું હોત..."

"તો તો તું જરૂર મારી થશે. વ્હાલી! જો તારો આત્મા
ખમી થયો હશે તો તે રૂઝાવવાને હું પ્રયત્ન કરીશ, રોઝા ! મને
ારા પ્રેમ શિવાય બીજા કશાની દરકાર નથી. બોલ, બોલ, તું મારી
શે ?"

"આર્થર ! તમે કોને તમારી પત્ની થવાની અરજ કરો છો તે
ણો છો ?"

"હા. રોઝ ! તારા જેવી દેવી મેં હજુ કોઇ જોઇ નથી, તારું

હૃદય પ્રેમાળ, દયાળુ અને ઉમદા છે. હું તને ખરા જીગરથી ચાહું છું.'' તેની આંખોમાં પ્રેમ તરવરી રહ્યો હતો.

"આર્થર! સાંભળો. મારો એકરાર સાંભળી મને ધિક્કારતા ના. મારી દયા ખાજો. આર્થર! હું નાસી જતી હતી કેમકે વહેલી મોડી આ પળ આવશે એવો મને ભય હતો. મી. ગ્રીજીસ! મારો ખ્યાલ છોડી દો કેમકે હું પાપી સ્ત્રી છું." મારી આંખમાંથી દડદડ આંસુ પાડવા લાગ્યાં.

"રોઝ! વ્હાલી! જગતમાં એવું કોઇ પાપ નથી કે જે પસ્તાવાના આંસુથી ધોવાઇ ન જાય."

"આર્થર! પ્રેમના આવેશમાં પાગલ ન બનો હું તમને કસમથી કહું છું કે હું પતીતા છું—હું કૌમાર ધર્મ ભુલી છું. આર્થર! હું બબ્બે જણની રખાત તરિકે રહી હતી......''

તેના મ્હો પર દયાની લાગણી છવાઇ. તે દિલસોજ અવાજે બોલ્યો: "રોઝ! તું તારી રાજી ખુશીથી ભ્રષ્ટ નહિ થઇ હોય..."

નહિ. નહિ. પ્રભુ મારો સાક્ષી છે કે મને દગાથી ફસાવવામાં આવી હતી. પણ એકવાર ભ્રષ્ટ થયા પછી મેં લોકલજ્જા છોડી દીધી હતી. તે પછી મેં જે જાતની જીંદગી ગાળી છે. તેને માટે હુંજ ઠપકાને પાત્ર છું.'' મેં લથડતે અવાજે જવાબ વાળ્યો.

"વ્હાલી! તારા એકરારથી મારા પ્રેમમાં જરા પણ ફેર પડતો નથી, હું તને ચાહું છું અને તને મારી પત્ની બનાવવાને તૈયાર છું."

" આર્થર ! વિચાર કરી જુઓ. મારે માટે સમાજ તમારો બહિષ્કાર કરશે."

" મને સમાજની પરવા નથી. મને તો મારી મીઠી રોઝની દરકાર છે." કહી તેણે મને નજીક ખેંચી અને હું પણ પ્રેમઘેલી થઇ તેને ચુંબનનો મધુર સ્વાદ ચખાડવા લાગી,

બીજે દિને આર્થર પાછો આવ્યો અને તેણે મને પ્રેમની નિશાનીની વીંટી પહેરાવી. મારા આનંદની અવધિ થઇ. એક મહિના પછી અમારા લગ્ન નક્કી થયા અને જોત જોતામાં લગનનો દિવસ નક્કી થયો.

આર્થરે કન્યાદાન દેવા માટે મી. ડોઇલ નામના પોતાના એક મિત્રને વિનવણી કરી હતી. ડોઇલની બે બહેનો કન્યાની સખીઓ થવાની હતી. લગ્નના દિને મારા આનંદની સીમાજ ન્હોતી. હું કન્યાના વસ્ત્રો સજી મારી સખીઓ સાથે દેવળમાં ગઇ. મારો વ્હાલો આર્થર મારી પાસે ઉભો હતો. પણ લગનક્રિયા શરૂ થવાને એક પળનીજ વાર હતી એવામાં મારી પાછળથી કોઇના ભયંકર હાસ્યનો અવાજ આવ્યો. મેં ચમકીને પાછી ફરી જોયું તો પેલો નીચ રાક્ષક હોરેસ ઉભેલો હતો.

" ઓહ લગ્ન ! અને તે પણ રોઝાના ?—" તે બદમાસની આંખોમાં ભયંકર જવાલા સળગી રહી. હું બેભાન થવાની અણી પર હતી. પણ આર્થરે મને પકડી રાખી.

" રોઝા લામ્બર્ટ ! જે એકવાર મારી માશુક થઇ હતી, આલ્વનલી અને ફોરટેસ્કયુની સાથે રહી હતી અને બીજા કોણ જાણે

કેટલાને પાયમાલ કરી આવી હશે તે આજે લગ્ન કરવા તૈયાર થઈ છે !......" બધા સાંભળે તેવી રીતે તે નીચ લવતાન બોલ્યો. આ અપમાનભર્યા શબ્દો સાંભળતાંજ તે વકરાયલા વાઘની પેઠે રેકીંગહામ પર કુદી પડ્યો અને તેનું ગળું દાબી તેની છાતી પર ચઢી બેઠો. આ ધાંધલથી બીજાઓ પણ ત્યાં દોડી આવ્યા ! એક મિનિટમાં આ બધું બની ગયું. પણ ઓ પ્રભુ ! કેવી ભયંકર મીનીટ !

" આર્થર ! જરા એકાંતમાં આવો......" આ અચાનક બનાવથી મારા દુઃખનો પાર રહ્યો ન્હોતો. છતાં મારી સઘળી શક્તિ એગી કરી હું એક ખુણામાં દોડી ગઈ. આર્થર મારી પાછળ આવ્યો અને મને વિનવણી કરતો બોલ્યો:

" રોઝા ! શાંત થા—લગ્નક્રિયા થવા દે."

" કદિ નહિ આથર ! એ એક મધુર સ્વપ્ન હતું આર્થર ! પ્રભુએજ તમને બચાવવા માટે આ બદમાસને મોકલી આપ્યો."

" રોઝા ! રોઝા !—"

" ઓ આથર ! તમે તો પુરૂષ છો. તમે તમારા મન પર કાબુ રાખો. વિદાય ! છેલ્લી સલામ વ્હાલા ! " કહી પાગલની પેઠે હું દેવળની બહાર દોડી ગઈ અને રસ્તેથી જતી એક ગાડીમાં બેસી બોલી: " ફ્લોરેન્સ વીલામાં લો."

ગાડી ચાલી અને હું એકલી પડતાં છુટે મ્હોડે રોવા લાગી.

# પ્રકરણ ૨૦ મું.

## "હું લુંટાઇ ગઇ!"

બદમાસ હોરેસે મારા હોઠ સુધી આવેલો અમૃતનો પ્યાલો ઢોળી નાખ્યો તે પછી ક્લેરંસ વીલામાં જઇ મેં બધો સામાન ગાડીમાં નાખ્યો અને ક્યાં જવું તે નક્કી કર્યા વિનાજ હું ગાડીમાં બેસી ગઇ. થોડેક દુર ગયા પછી ગાડીવાળાએ ક્યાં જવું ? એવો સવાલ પુછયો અને મેં જવાબમાં પાગલની પેઠે તેને હોથોર્ન જવાનું કહ્યું. હોથોર્નમાં જઇ મારા માત પિતાની મારી માગી પવિત્ર જીંદગી ગાળવાનો મેં વિચાર કર્યો હતો. કલાકોની મુસાફરી કર્યા પછી ગાડી હોથોર્ન ગામમાં દાખલ થઇ. મારા બાળપણનું ગામ જોઇ મને આનંદ થયો. મારૂં ઘર આવી પુગતાં હું ભાડું ચુકવી ગાડીમાંથી ઉતરી. એક આધેડ બાઇએ બારણું ખોલ્યું તેનો બીહામણો દેખાવ જોતાંજ મને ભય લાગ્યો કે મારા પિતા હજુ સુધર્યા નથી.

"તમે મીસ રોઝા છો ?" તેણે મને પુછ્યું. તેની તીક્ષ્ણ નજર અને હાવ ભાવ પરથી હું સમજી ગઇ કે તે મારો શરમભર્યો ઇતિહાસ જાણતી હોવી જોઇએ.

"હા. મારી મા ક્યાં છે ?"

"અફસોસ ! તમારી મા બચ્ચે એમ નથી." મારી આંખમાં તરત આંસુ ભરાયાં.

"અને મારા પિતા ?"

"અહા ! તેની તમે ફીકર ન કરો. એ શરાબના પ્યાલા સાથે મોજ કરે છે !"

મેં એક ધીમી ચીસ પાડી. મારી મા મોતને બિછાને પડી હતી ત્યારે બાપ વ્યભિચાર અને શરાબીમાં ગુલતાન થયો હતો. મારી આંખે ચક્કર આવ્યા અને હું એક ખુરસી પર બેસી ગઇ.

"પાણી ! જરા પાણી !" હું બબડી.

"તમે જરા આંડી લેશો, મીસ ?" પેલી સ્ત્રીએ સુચના કરી.

"નહિ." મેં ગુસ્સાથી કહ્યું. તે પાણી લાવી ને હું તે પી જરા શાંત થઇ.

આ વખતે ઓરડામાં મારા પિતા આવ્યા. લાજ અને શરમથી હું ધ્રુજી ગઇ, મારા પિતા સામે જોવાની મારી હિમ્મત ન ચાલી. હું તેને પગે પડી બોલી: 'પિતાજી ! મને માફ કરો. માફ કરો."

"રોઝ ! દીકરી ! તું આવી ?" કેફી અવાજે તે બોલ્યા: "ઉભી થા ! મને ચુમી લે—હું તને કંઇ કહેવાનો નથી."

હું ઉભી થઇ અને રડતાં રડતાં મેં મારા વૃધ્ધ પિતાને ચુમી લીધી. ને લગભગ બે વરસે મારે ઘેર મારા વ્હાલા પિતાને જોઇને મારા જલતા જીગરને જરા શાંતિ મળી.

"રોઝ ! તું તો આવી. પણ સીસીલિ ક્યાં છે ?"

"તમને તેની ખબર નથી ?"

"નહિ. છ અઠવાડિયાથી તેણે કંઇ કાગળ લખ્યો નથી !"

"વારૂ, હવે મને માને મળવા જવા દો." કહી હું મારી વ્હાલી માના ઓરડામાં ગઇ. તે એક કંગાળ બીછાના પર બેભાન હાલતમાં પડી હતી. તેનું શરીર હાડપિંજર જેવું થઇ ગયું હતું.

"મા! વ્હાલી મા!" મેં રડતાં રડતાં કહ્યું. થોડી વાર પછી મારી વૃદ્ધ માએ આંખ ઉઘાડી.

"રોઝ! દીકરી! તું આવી? મારી પાસે આવ" હું ધીમેથી મારી માને વળગી પડી. તેના ઠંડા કપાળ ઉપર મેં ચુમી લીધી.

"મા! મા! મને માફ કર."

"દીકરી! હું તને ખરા જીગરથી માફ કરૂં છું."

બસ! આ તેના છેલ્લા શબ્દો હતા. બીજીજ પળે તેણે હેડકી ખાધી અને મારી વ્હાલી મા સ્વર્ગે સીધાવી. હું પોક મુકીને રોઇ. પણ રોવાથી કોઇની મરી ગયેલી મા પાછી આવે છે?

મારી માતાની અંતિમ ક્રિયા કર્યા પછી ગામના લોકોએ પોતાના પૈસા માગવા માંડયા. દુકાનદારોને ખબર મળી હતી કે હું પૈસાદાર થઇ પાછી આવી હતી અને મેં તેઓનું કરજ તરત ચુકવી દીધું એટલે ગામમાં મારાં માન વધી ગયા. પણ મારા બાપે શીવરંડલમાં પણ કરજ કર્યું હતું અને હોથોર્નના માગનારાઓના પૈસા વસુલ થવાની ખબર મળતાં તેઓએ પણ પોતાના પૈસા માટે તગાદા કરવા માંડયા. માતાની અંતિમ ક્રિયા કર્યા પછી અને ગામના માગનારાઓના કરજ ચુકવ્યા પછી મારી પાસેની રોકડ રકમ ખલાસ થઇ ગઇ એટલે આલ્વનલીએ આપેલા હીરાના દાગીના વેચી નાખવાનો

મેં નિશ્ચય કર્યો. રીવરડેલમાં એવા કિંમતી હીરા ખરીદનાર કોઇ ઝવેરી નહિ હોવાથી હું ચેસ્ટર જવા તૈયાર થઇ અને મારી ખરી મતલબની મારા પિતાને ખબર આપ્યા વિના હું ચેસ્ટર જવાની ગાડીમાં બેઠી. ગાડીમાં બીજા ઉતારૂઓ પણ હતા. તેઓમાં એક આધેડ વયનો પુજ્ય દેખાવનો પાદરી હતો.

"રેવરંડ સાહેબ ! તમે ચેસ્ટર જાઓ છો ?" મેં તેને માનથી પુછ્યું.

"હા." કહી તે ચુપ રહ્યો. થોડીવાર પછી ખીશામાંથી ઘડીઆળ કાઢી તે બોલ્યો: "આહ ! દશ તો વાગી ગયા અને મેં ચેસ્ટરના લોર્ડબીશપને બાર વાગે મળવાનું વચન આપ્યું છે."

"આપણે વખત સર પહોંચી જઇશું સાહેબ !"

"જેવી પ્રભુની મરજી ! બહેન ! તમારૂં નામ જણાવવાની કૃપા કરશો ?"

"મારૂં નામ મીસ લામ્બર્ટ !"

"તમે હોયનના રેવરંડ મી. લામ્બર્ટનાં કંઇ સગાં છો ?"

"હું તેમની દીકરી થાઉં છું" મેં જવાબ આપ્યો.

"તમે શોકમાં લાગો છો !"

"હમણાંજ મારી મા ગુજરી ગઇ સાહેબ !" તે માનવંત પાદરી સાથે ખુલ્લા દીલથી વાતચીત કરવામાં મને કંઇ વાંધા જેવું લાગ્યું નહિ.

"માતાની ખોટ કદિ પુરાતી નથી. પણ જેવી પ્રભુની મરજી ! બહેન ! મારે પણ વ્હાલી મા હતી. તે મારકવીસ ઓફ એડગાન્ટ-

નની પુત્રી હતી. તમે એ અમીરનું નામ સાંભળ્યું છે ?"

"નહિજી."

"એડમન્ટન કુટુંબ ઇતિહાસ પ્રસિધ્ધ છે." મારા પાદરી મિત્રે કહ્યું: "મારૂં નામ રેવરંડ ડા. ગુડમેન છે અને હું હારફોર્ડશાયરના દેવળમાં ઉપદેશ કરૂં છું."

"તમારી પીછાન થવાથી હું મારી જાતને ભાગ્યશાળી સમજી છું."

"પ્રભુજ એક બીજાની મુલાકાત કરાવે છે. માનવીનું ધારેલું કંઇજ થતું નથી. તમે ચેસ્ટરમા કંઇ કામે જાઓ છો ?"

"મારે થોડાક હીરા વેચવા છે."

"ઓહ ! માયા ! માયા ! ઓઓ કદિ વસ્ત્રાલંકારનો મોહ તજી શકિત નથી. જુઓ મીસ લામ્બર્ટ ! જે માયાવી વસ્તુનો તમને અત્યંત મોહ છે તે પ્રભુ તમારી પાસે રહેવા દેવાનો નથી."

હું કંઇ ન બોલી. એ પાદરીને હું ગુસ્સે કરવા માગતી ન્હોતી.

"મીસ લામ્બટ ! બધા મોહ છોડી દો અને આ દૈવી પુસ્તક વાંચો......" કહી તેણે પોતાના ગજવામાંથી એક નાની ચોપડી કાઢી મને આપી. હું તે વાંચવા લાગી.

"હવે આ પુસ્તક લો–" તે બોલ્યો.

મેં તેના તરફ નજર કરી પણ ઓ પ્રભુ ! આ શું ! તેના હાથમાં પુસ્તક ન્હોતું પણ ભરેલી પીસ્તોલ હતી, તરતજ બીજા

ખીસામાંથી પણ તેણે પીસ્તોલ ખેંચી કહાડી અને તેણે અમ સામે અને પીસ્તોલો ટાંકી ગાડીવાળાને ગાડી અટકાવવાનો હુ કર્યો. હું તો મોત સામે ઉભી હોય તેમ થરથરી રહી હ પીસ્તોલ જોઇ ગાડીવાળાએ ઘોડાની લગામ ખેંચી. ગા ઉભી રહી. ડા. ગુડમેને એક પીસ્તોલ ગજવામાં મુકી અને મા પાસેથી મારા કિંમતી દાગીનાની ડબ્બી ઝુંટવી લીધી. તરતજ ગાડીમાંથી નીચે ઉતરી પડયો અને બોલ્યો: "મીસ સોમ્બર આ પણ પ્રભુની મરજી છે."

"બદમાસ! નીચ!" હું બબડી પણ એટલામાં તો તે પાપ જંગલમાં અદ્રશ્ય થઇ ગયો. મારી મીલકત લુંટઇ જવાથી મારા શોકનો પાર રહ્યો નહિ. થોડી વાર પછી અમે એક નાના ગામમાં દાખલ થયાં અને ત્યાંના પીઠાવાળાને બનેલા બનાવની વાત કરી. તેણે ડા. ગુડમેનનું વર્ણન સાંભળી કહ્યું:

"ઓહ! એ તો ટોળી ગ્રેરીન! એના જેવો બદમાસ લુંટારો હજુ પકડાયો નથી. તે જાત જાતના વેષ બદલી ફરે છે. આજે પાદરી તો કાલે લશ્કરી કર્નલ થઇ જાય છે! મીસ! ભવિષ્યમાં એવા બદમાસથી ચેતેલા રહેજો!" પીઠાવાળાએ અમને ચેતવણી આપી.

"ત્યારે મારા દાગીના પાછા નહિ મળે?"

"નહિ મેડમ! હવે આશા છોડી દો."

હું હતાશ થઇ પાછી હોથોર્ન આવી. મારી પાસે હવે કંઇ રહ્યું ન્હોતું. હું રસ્તામાં લુંટઇ હતી એ વાત મેં મારા પિતાને

જાણુવા દીધી ન્હોતી અને ગાડીવાળાને પણ એ વાત છુપી રાખવાની મેં આજ્ઞા કરી હતી. માગનારાઓના તગાદા વધવા લાગ્યા. અંતે મેં સર રેજીનાલ્ડની સહાય માગવાનો વિચાર કર્યો. મેં તેને ખાનગી કાગળ લખ્યો તેને ચોથે દિને એ ભલા બેરોનેટનો પત્ર આવ્યો. તેમાં ચેસ્ટરના બેંકર પર મારા નામનો પાંચસો પાઉંડનો ચેક હતો. પત્રમાં તેણે જણાવ્યું હતું કે તેનો પુત્ર રેજીનાલ્ડ હવે સુધરી ગયો છે અને તેને સન્માર્ગે લઇ જવા માટે મેં જે આત્મભોગ આપ્યો હતો તે પ્રશંશાપાત્ર હતો. તેણે મને પવિત્ર જીંદગી ગાળી સુખી થવાની આશિષ દીધી હતી. અને જરૂર પડે તો વધુ પૈસા મંગાવવાની અરજ કરી હતી.

# પ્રકરણ ૨૧ મું.

## રમણી કે રાક્ષસી ?

સર રેજીનાલ્ડ ફોરટેરક્યુનો ચેક વટાવવા માટે હું પાછી ચેસ્ટર ગઇ ત્યારે મારા પિતાને સાથે લઇ ગઇ હતી. સારે નસિબે આ મુસાફરીમાં કંઇ આફત નડી નહિ અને હું ચેક વટાવી ગામ આવી. દુકાનદારોના પૈસા ચુકવાઇ જવાથી મારૂં કોઇ અપમાન કરતું ન્હોતું. પણ મારા પિતા દિન પરદિન વધુ ને વધુ શરાબી થતા જતા હતા. રવીવારે તેમનો ઉપદેશ સાંભળવાને તદન ગરીબ માણસોજ દેવળમાં આવતા. મને એક રીતે તેથી આનંદ થયો કેમકે હું વધુ માણસોના સમાગમમાં આવવા માગતી ન્હોતી. સીરીલની અમને કંઇ ખબર ન્હોતી. મેં લંડનના છાપાઓમાં તેને ઘેર પાછા ફરવાની વિનંતી કરનારી જાહેર ખબરો છપાવી પણ તેનો કંઇ જવાબ મળ્યો નહિ.

વખત વહી ગયો. પાનખર રૂતુ પછી ઉનાળો આવ્યો અને શિયાળો આવવાની તઇયારી હતી. સીટીંગ બોર્ન નજીક જેસમીન કોટેજમાં લેડી લ્યુસીઆની સુવાવડ કરવાને એક વર્ષ થઇ ગયું છ મહિના પહેલાં મેં કલેરંસ વીલામાંથી મીલ્વર્ડ દમ્પતિ પર પત્ર લખીને લ્યુસીના બાળકની ખબર પુછાવી હતી તેના જવાબથી મને ખબર મળી હતી કે લ્યુસીની પુત્રી સારી હતી અને તેના ભરણ પોષણ માટેના પૈસા મળ્યા હતા. હવે મેં મીલ્વર્ડ દમ્પતિ પર બીજો પત્ર લખ્યો. તેનો જવાબ મને ૧૮૪૨ ના અકટોબરની

અધવચમાં મળ્યો. આ પત્રમાં જણાવ્યું હતુ કે આશરે દોઢ મહિનાની વાત પર મીસીસ રીચર્ડની દાસી (લેડી લ્યુસીઆને મીલ્વર્ડ દમ્પતિ મીસીસ રીચર્ડને નામેજ ઓળખતું હતું) છોકરીને લઇ ગઇ હતી અને તેઓને સારો બદલો આપી ગઇ હતી. આ ખબર સાંભળી હું જરા અજબ થઇ પણ વિચાર કરતાં મને લાગ્યું કે લ્યુસીએ પોતાના પાપનું જરા પણ ચિન્હ ન રાખવા માટે પોતાની પુત્રીને મીલ્વર્ડ દમ્પતિ પાસેથી લઇ લીધી હતી.

હવે નાતાલના તહેવાર નજીક આવ્યા અને હું ખરીદ કરવા માટે રીવરડેલ ગઇ. બપોરે બારેક વાગાને સુમારે હું ગામમાં ગઇ. કલાકેક ખરીદીમાં પસાર થયા પછી હું પાછી ફરતી હતી એવામાં રીવરડેલના મુખ્ય હોટલની સામે ચાર ઘોડા અને એક રાજવંશી ગાડી ઉભેલી જોઇ. બે હજુરીઆ ત્યાં વાત કરતા હતા. તેઓના પટ્ટા પરથી તેઓ લ્યુસીઆની ફ્રાઇ માર્શ્યોનેસ ઓફ સડબરીના નોકરો છે તે હું સમજી ગઇ. એ સમયે એક દાસી હોટલમાંથી બહાર આવી અને તેણે હજુરીઆને કહ્યું: "લેડી લ્યુસીઆને તૈયાર થતાં હજુ પાએક કલાક થશે."

"વારુ, જીમ! ચાલ, એક પ્યાલી એલ પી લઇએ: પણ બીજેટ!..." તે દાસી તરફ ફર્યો: "આજે કેટલે દુર જવાનું છે?"

"કેટલે દુર વળી? ચેસ્ટર સુધી દાસીએ જવાબ આપ્યો; "ચેસ્ટરમાં અર્લ અને કાઉન્ટેસ મળશે અને પછી આપણે સ્ટેફર્ડ શાયરમાં નાતાલ ગુજારવા જઇશું."

"ત્યારે તો ઘણી મઝા પડશે." કહી હજુરીઓ પોતાના સાથી સાથે પીઠા તરફ ગયો અને દાસી હોટલમાં ગઇ.

અચાનક આ વાત સાંભળતાં મને લ્યુસીને મળવાનું મન થયું. હાલમાં તેની દીકરી ક્યાં છે તથા હવે તે મને કેવો આવકાર આપે છે તે જાણવા માટે હું તેની દાસીની પાછળ હોટલમાં ગઇ અને તેને ઉભી રાખી બોલી: "હું ધારૂં છું કે તું લેડી લ્યુસીઆ કાલ્થોપની દાસી છે."

"હા મેડમ!"

"તો મહેરબાની કરી લેડી સાહેબાને કહે કે મીસીસ વીલ્ટનને લેડી સાહેબ આ હોટલમાં હોવાની ખબર મળવાથી તે તેને મળવા માગે છે!"

"મારી સાથે ચાલો મૅમ! લેડી સાહેબ હમણાં એકલાંજ છે."

હું તેની સાથે માળ પર ગઇ અને દાસીએ એક સુંદર દીવાનખાનાના બારણા ઉઘાડી "મીસીસ વીલ્ટન"નું નામ પોકાર્યું. હું ઓરડામાં દાખલ થઇ કે તરત દાસી રવાના થઇ ગઇ.

લ્યુસી એક સોફા પર બેઠી હતી. મને જોતાંજ તે ચોંકી એકીટસે મને જોઇ રહી. તેની કાળી આંખો અજબ ભાવથી ચમકી રહી. તેનો ચહેરો ઘણો ખુબસુરત હતો. મને જોઇ તે રાજી થયેલી દેખાઇ નહી પણ તરતજ તે પોતાનો મનોભાવ છુપાવી હસીને ઉભી થઇ અને મારી સાથે શેકહેંડ કરી બોલી: "ઓહ! મારાં વ્હાલાં મીસીસ વીલ્ટન! તમને મળવાથી મને ખરેજ આનંદ ઉપજ્યો છે." તે કમને આટલા શબ્દો બોલી.

"તમે આ હોટલમાં એકલાં છો એવી અકસ્માત ખબર મળી જવાથી મને થયું કે ચાલ, જરા લેડી સાહેબને મળી આવું—" હું મારા મનની ગુસ્સાની લાગણી દબાવીને બોલી.

"ઘણું સારું થયું. આહ ! મીસીસ વીલ્ટન ! તમે પહેલાંના કરતાં ઘણાં ખુબસુરત લાગો છો. પણ તમારાં વસ્ત્રો શોકદર્શક છે..."

"મારી મા ગુજરી ગઇ."

"આહ ! તમારો ધણી તો નજ મરી ગયો હોય એમ હું સમજી ગઇ હતી કેમકે તમારાં વસ્ત્રો વિધવાના નથી." આ શબ્દો તે એવી હૃદયહીનતાથી બોલી કે મને તેના પર ધિક્કાર છુટયો. મારી માતાના મરણ માટે શોક દર્શાવવાને બદલે તે મારા પતિના મરણ વિષે તર્ક કરી રહી હતી ! કેવી રાક્ષસી આ ?

"તમે રીવરડેલમાં રહો છો ?" તેણે મને પુછયું.

"હા. અહિંથી થોડે દુરના ગામડાંમાં—મેં મીલ્વર્ડ દમ્પતિને પત્ર લખ્યો હતો—"

"તમે મીલ્વર્ડને પત્ર લખ્યો ? શા માટે ?" લેડી લ્યુસીઆ એકદમ ગુસ્સે થઇ.

"એટલા માટે લેડી સાહેબ !" હુ પણ જરા ઠસ્સાથી બોલી: "કે તમને તમારા બાળકની દરકાર નહિ હોય તો હું તેની સંભાળ રાખીશ."

"ચુપ ! ધીમે ધીમે ! દિવાલોને પણ કાન હોય છે." પગથી માથા સુધી ધ્રુજતી તે બોલી:" તમને એમ માનવાનું શું કારણ હતું ? હં ! બરાબર ! મને યાદ આવે છે કે મારે તમને થોડાક પૈસા આપવાના છે. કદાચ તમે પૈસા માટેજ મને મળવા આવ્યા હશો.—"

" નહિ લેડી લ્યુસીઆ !" હું ગુસ્સાથી લાલ થઇ બોલી: " એવો સ્વાર્થ વિચાર મને કદિ આવ્યો નથી, હું અજબ થાઉં છું કે તમે મારૂં આમ અપમાન કરો છો—"

" મીસ વીલ્ટન ! તમારૂં વર્તન મને વિચિત્ર લાગે છે."

" નહિ, લેડી લ્યુસીઆ ! તમેજ મારી સાથે વિચિત્ર વર્તન ચલાવી રહ્યાં છો."

" વેલ, હું તમને માઠું લગાડવા માંગતી ન્હોતી—" પોતાની પર્સમાંના પઇસા જોઇ તે બોલી: " હું દીલગીર છું કે મારી પાસે તમારા લ્હેણા જેટલા પઇસા નથી. મારા પિતા શ્રીમંત હોવા છતાં મને પુરતા પઇસા આપતા નથી. પણ થોડાક વખતમાં—"

તે અટકી. જાણે ન બોલવાના બોલ તેનાથી બોલાઇ ગયા હોય તેમ તે ચુપ રહી. હું કાંઇ સમજી નહી. મને એટલોજ ખ્યાલ આવ્યો કે થોડા વખતમાં કદાચ તે કોઇ શ્રીમંતને પરણીને પોતાના પિતાની મોહતાજગીરીમાંથી મુક્ત થવાની હશે !

" લેડી લ્યુસીઆ !" હું ઠંડા અવાજે બોલી: " તમારી પસ તમારી પાસે રાખો, તમારે માટે મેં જે ખર્ચ કર્યો હતો તેનો મેં કદિ ખ્યાલ કર્યો ન્હોતો. પણ તમારા પર મેં જે ઉપકાર કર્યો હતો તે તમે આટલા જલદી ભુલી જશો એવી મને આશા ન્હોતી..."

" મીસીસ વીલ્ટન ! અકસ્માત સંજોગોને લીધે તમે મારા પર

જે નજીવો ઉપકાર કર્યો હતો તેને તમે બહુ મોટું રૂપ આપો છો !" તેણે અભીમાની અવાજે કહ્યું.

"નજીવો ઉપકાર ! મોટું રૂપ !" હું ખુરસી પરથી એકદમ ઉભી થઇ ગઇ: "આ શબ્દો મારી સામે ? લેડી લ્યુસીઆ ! તમે જાણો છો કે એક બ્હેન પણ ભાગ્યેજ બજાવી શકે એવી મેં તમારી સેવા બજાવી હતી ?"

"હા. હા. મીસીસ વીલ્ટન ! આપણે એ વિષે ચર્ચા કરવાની જરૂર નથી. તમે મને મળી ગયાં છો તો તમને કેટલી રકમ આપવી તે આપણે નક્કી કરી નાંખીએ. બોલો, તમને કેટલા પૈસા જોઇએ છે ? તમારૂં ઠેકાણું આપો. થોડા દિવસમાં—"

"લેડી લ્યુસીઆ !" હું ગંભીર થઇ. "તમે એમ સમજો છો કે પૈસાને જોરે તમે મારો ઉપકાર ફેંકી શકશો ? મેં કદિ તમારી પાસે કંઇ માંગણી કરી ન હોત. પણ તમે જાણી જોઇને આ સ્થિતિ ઉભી કરી છે. ઓ પ્રભુ ! તમારૂં જીગર કઇ જાતનું હશે કે તમે મને આટલી બધી નીચ અને સ્વાર્થી માનો છો ! હું તમને મળવા આવી ત્યારે તમે ખરા જીગરથી મને ભેટયા હોત તો હું તેને લાખ્ખો રૂપીયા કરતાં વધુ કીમતી ગણત. પણ તમે તમારા અભિમાનથી મારૂં કેવું ભયંકર અપમાન કર્યું છે તેનો તમને ખ્યાલ છે ?"

"તમે શું કહેવા માંગો છો તે હું સમજી શકિત નથી. મેં તમારા ઉપકારના બદલામાં પૈસા આપવાનું કહ્યું કે જેથી આપણા

સંબંધનો અંત આવી જાય. હું ફરીથી કહું છું કે મને તમારૂં ઠેકાણું આપો."

"બસ કરો લેડી લ્યુસીઆ ! તમારો એક એક બોલ મારૂં બહુ અપમાન કરનારો છે. હું સામાન્ય બનાવ માટે સામન્ય વેર લેતી નથી. પણ જ્યારે મારૂં ભયંકર અપમાન થાય છે ત્યારે હું ભયંકર વેર લઉં છું. તમે અત્યારે મારૂં ભયંકર અપમાન કર્યું છે—"

"જો તમે આપણી વાતચીતનો આવોજ અંત કરતાં હો તો બેહતર છે કે આપણે સ્પષ્ટ વાત કરી નાંખીએ—" તે સ્વાર્થી અભિમાની ઉમરાવજાદી અભિમાન અને ધિક્કારતી બોલી: "સાંભળો, મીસીસ વીલ્ટન ! તમે તદ્દન નિઃસ્વાર્થીવૃતિથી મારી સેવા બજાવી હતી તે હુ પ્રથમથીજ માનતી નથી. દુનિયામાં નિઃસ્વાર્થ સેવા છેજ નહિ. હું સારી પેઠે જાણતી હતી કે તમારા સ્વાર્થ માટે તમે મારા પર સત્તા મેળવવા માંગો છો. પણ હું મુરખ ન્હોતી. ધારો કે તમે મારા પર વેર લેવા તૈયાર થઓ તો તમે શું કરી શકશો ? તમારી પાસે શી શાબીતી છે ? એવી ધિક્કારપાત્ર વાત માનશેજ કોણ ? ચોકસ બનાવ વખતે મહિનો દોઢ મહિનો હું સમાજમાં ફરી ન્હોતી તેથી મારા પર કોણ શક લઇ જશે ? જેસમીન કોટેજમાં મને કોણે જોઇ હતી ? મને કોણ ઓળખી શકે એમ છે ? પેલા બદમાસની ધિક્કારપાત્ર છોકરી ક્યાં છે તેની તમને ખબર નથી. ઓહ ! મીસીસ વીલ્ટન ! હવે તમે સમજી શકશો કે હું મારી સલામતી માટે પુરતી સાવધ રહી હતી. તમારી

પાસે મારો એક પણ પત્ર નથી. એવી જાળમાં ફસાઉં એવી હું મુરખ ન્હોતી." આટલું કહી તે ધિક્કારથી હસી. મારા ગુસ્સાનો પાર રહયો નહિ. મારી આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો.

"લેડી લ્યુસીઆ! હવે મારી વાત સાંભળી લો. તમારી અપકારી લાગણી હું સહી લેત. તમારૂં અમીરી અભીમાન હું સાંખી લેત. પણ તમે મારા પવિત્ર હેતુ વિષે આવી નીચ કલ્પના કરી છે તે હું કદિ સહન કરીશ નહિ."

"તમારે જોઇએ તેમ માની લો. તમારી જાત મારી સામે ખુલ્લી થઇ ગઇ છે. જો તમે ખરેજ નિઃસ્વાર્થ અને ઉદાર હોત તો તમે મારી પાસે આવ્યાજ ન હોત. પણ આવ્યા તે એક રીતે સારૂં થયું. તમે હવે સમજી શકશો કે તમે મને કોઇ રીતે સતાવી શકશો નહિં.'

આ વખતે અચાનક દ્વાર ઉઘડી ગયા અને આ શો ગજબ! અર્લ પોતે છત્રલી દિવાનખાનામાં દાખલ થયો. હું એટલી બધી ગભરાઇ ગઇ કે મને સંતાઇ જવાનું મન થયું. હું બારી પાસે દોડી ગઇ અને અર્લ તરફ પીઠ રાખી ઉભી રહી.

"વેલ, લ્યુસીઆ! આખરે હુંજ તને લેવા આવ્યો—" મને જોયા વિનાજ અર્લે તેની દીકરીને કહ્યું.

"તમારો મોટો ઉપકાર પિતાજી! મહેરબાની કરી થોડીવાર

બીજા રૂમમાં બેસો કેમકે મારે આ બાઈ સાથે થોડીક વાત કરવાની છે." લ્યુસીઆએ ભયભિત સ્વરે જવાબ આપ્યો.

"લ્યુશીઆ! તને શું થયું છે? તું આવી ઉશ્કેરાયેલી કેમ દેખાય છે?"

"પિતાજી! મારે જરા ખાનગી કામ છે." તેણે તરત પોતાનો આવેશ દાબી દીધો.

"ધુળ અને ધમાસા! આ બાઈ સાથે તને શું કામ છે?" કહી અર્લ સીધો મારી પાસે આવ્યો. હું તેની નજર સામેથી છટકી જઈ શકી નહિ. મને જોતાંજ તે ચમકયો.

"તમે? મીસ લામ્બાર્ટ?" તે બોલી પડયો.

"શું? પીતાજી? તમે કોનું નામ દીધું? મીસ લામ્બર્ટ?"

"લ્યુસી! તને મીસ લામ્બર્ટની પીછાણ શી રીતે થઈ?" અર્લે પોતાની પુત્રીને ગુસ્સાથી પુછયું હું મોત જેવી ફીક્કી પડી ગઈ હતી. પણ તરતજ મેં હિંમત ભેગી કરી. મને બાપ કે દીકરી કોઈનો ભય ન્હોતો. લ્યુસી નીચું મ્હોં કરી સોફા પર ચુપચુપ બેસી રહી હતી.

"લ્યુસી! મીસ લામ્બર્ટ!—" કંઈ સમજ નહિ પડવાથી અર્લ

બોલ્યો: "આનો અર્થ શો? મીસ લામ્બર્ટ! એકવાર હું તમારાં પ્રેમમાં પાગલ થયો હતો. તે વાત તમે મારી પુત્રીને કહેવા આવ્યા છો?" તે મારી પાસે આવી લ્યુશી ન સાંભળે તેમ બોલ્યો.

"નહિ. મારા લોર્ડ! એવી નીચતા મારા મનમાં કદિ પણ આવી નથી." મેં ધીમે સ્વરે જવાબ વાળ્યો.

"બુરખાનાચમાં પેલા સખસે મને તાણા માર્યા હતા."

"હું કસમ ખાઇને કહું છું કે અનવલ્લીએ પોતાની મરજીથીજ તમને તાણા માર્યા હતા."

"હું તમારી વાત માનું છું." અર્લ બોલ્યો.

"પિતાજી! હોરસ રેકીંગહામ વિષે તમને આજ બાઇએ માહીતી આપી હતી! લ્યુસીએ પોતાના બાપને પુછ્યું પણ તેના પર ધ્યાન આપ્યા વિના અર્લે મને કહ્યું: "બોલ, તમે એ જણ શી રીતે મળ્યા? તમને એને શું કામ છે?"

"આહ! આજ બાઇએ ખબર આપી હતી!" લ્યુસી ધિક્કારથી બોલી.

"હા. લેડી લ્યુસીઆ!" મેં મગરૂરીથી કહ્યું: "તમે કહો છો તે વાત તદન સાચી છે. હું તેજ મીસ લામ્બર્ટ છું કે જેણે હોરેસની બદમાસીની તમારા પિતાને ખબર આપી હતી. બોલો, હવે તમે મને ધિક્કારશો?"

લ્યુસી કંઇ ન બોલી. તેની છાતી ધમણની પેઠે હાંફતી હતી, તેનો બાપ એક બાજુ પત્થરના પુતળા પેઠે ઉભો રહ્યો હતો. લ્યુસીને મળવા જતાં આવું થશે તેનો મને ખ્યાલ પણ ન્હોતો. હું તરત દિવાખાનામાંથી બહાર નીકળી ગઇ અને હોટલ છોડી ચાલી ગઇ.

# પ્રકરણ ૨૨ મું.

## નિરાશા.

ગયા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યા પછી ત્રણ સાડા ત્રણ મહિના વહી ગયા. ૧૮૪૩ નો માર્ચ મહિનો બેઠો અને તેની સાથેજ વસંત ૠતુની પધરામણી થઇ. રેજીનાલ્ડને છોડયા પછી મેં તદ્દન પવિત્ર જીંદગી ગાળી હતી અને તેથી મારા દીલને આનંદ થતો હતો. મને હાલમાં ફક્ત એકજ દુઃખ હતું અને તે મારા દારૂડીઆ પિતાનું ! મેં બધું કરજ ચુકવી દેવાથી મારા પિતાને પીઠાંવાળાઓ હવે ઉધાર દારૂ આપતા હતા અને હું ઘણી તકેદારી રાખતી છતાં મારા પિતા ઘણીવાર છાકટ થઇ જતા હતા. જ્યારે મારા પિતા ન સમજ્યા ત્યારે મારે પીઠાંવાળાઓને કહીને તેમને ઉધાર આપવાની મના કરવી પડી.

અપકારી લ્યુસીઆને મળ્યા પછી ત્રણ સાડા ત્રણ મહિના વહી ગયા. એક દિવસ હું લંડનનું એક વર્તમાન પત્ર વાંચતી હતી એવામાં મારી નજર એક ચોંકાવનારી ખબર પર પડી. એ ખબર નીચે મુજબ હતી:

"કેપટન રેજીનાલ્ડ ફેરટેરકયુ થોડા સમયમાં અર્લ ઓફ ઇવલીના સુંદર અને સંસ્કારી પુત્રી લેડી લ્યુસીઆ કાલથરોપ સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાનાર છે."

ઓ પ્રભુ ! આ વળી શું ? લ્યુસી—હોરેસથી ભ્રષ્ટ થયલી ઉમરાવજાદી મારા રેજીનાલ્ડની પત્ની થાય ? લ્યુસી રેજીનાલ્ડની

પત્ની થવાને લાયકજ ન્હોતી; કેમકે તેને પોતાના પેટના બાળકની પણ દરકાર ન્હોતી. તેણે મારૂં અપમાન કર્યું હતું તેથી તેને માટે મારા દીલમાં લાગણી રહી ન્હોતી. પણ મારો હેતુ વેર લેવાનો ન્હોતો. રેજીનાલ્ડના પિતાએ મારા પર મહદ ઉપકાર કર્યો હતો. એ ભલા બેરોનેટને પ્રતાપેજ હું પાપી જીંદગી છોડી સન્માર્ગે લાગી હતી. રેજીનાલ્ડનો સ્વભાવ હું સારી પેઠે જાણુતી હતી. તે ઉદાર સ્નેહાળ અને સંસ્કારી હતો. લ્યુસીઆ જેવી હૃદયહીન, અપકારી અને સ્વાર્થી બલા તેને ગળે વળગે તો તેની જીંદગીની પાયમાલી થઇ જશે તે કંઇ શકજ ન્હોતો. આથી આ લગ્ન અટકાવવાનો મેં નિશ્ચય કર્યો અને પુખ્ત વિચાર કરી રેજીનાલ્ડના પિતા પર એક પત્ર લખી નાખ્યો.

આ પત્રમાં મને બુરખાનાચમાં લ્યુસીઆના ભેદની ખબર પડી, તેના પર દયા આવવાથી મેં તેની સાથે મીસીસ વીલ્ટનને નામે પીછાન પાડી, તેની છુપી સુવાવડ માટે ત્યાં લ્યુસીઆ પોતાના મ્હોં પર બુરખો નાખી રહી, તેને એક પુત્રી અવતરી અને તેને મીલ્વડ દમ્પતિને સોંપવામાં આવી વિગેરે બધી વાત મેં વિગતવાર લખી જણાવી. લ્યુસીઆની સુવાવડ વખતે હાજર રહેનાર નર્સ અને ડોકટરના નામ પણ મેં લખ્યા અને જે જરૂર પડે તો બધી બીના પુરવાર કરી આપવાની મેં તૈયારી બતાવી.

આ પત્રનો વળતી ટપાલે જવાબ મળ્યો અને સર રેજીનાલ્ડે મને લંડનમાં ચોકસ હોટલમાં મળવા આવવાની તાકીદ કરી. તરતજ

હું મારા પિતાની રજા લઇ લંડન જવા ઉપડી અને લંડનમાં જતા વાર સર રેજીનાલ્ડે કહેલા હોટલમાં જઇ તેની તપાસ કરી. તે હોટલમાં આવી ગયા હતા અને મારીજ રાહ જોતા હતા. એક નોકર મને તેના ઓરડામાં લઇ ગયો. તેનું મ્હોં ચિંતાગ્રસ્ત હતું અને અતિશય વિચાર કરવાથી તેના કપાળ પર કરચલી વળી હતી. મને જોઇ તેણે શેકહેંડ માટે હાથ લાંબો કર્યો પણ તેના ચહેરા પરથી તેને મારી વાત વિષે વસવસો હતો તે હું સમજી ગઇ.

"મીસ લામ્બર્ટ!—" હું ખુરશી પર બેઠા પછી તેણે ગંભીર અવાજે વાત શરૂ કરીઃ "તમારો પત્ર મળતાં હું છક્ક થઇ ગયો હતો. તમારા પર મને વિશ્વાસ છે; છતાં તમે જે ભયંકર બીના કહી છે તે પુરવાર થયા વિના માની લેવાને મારૂં મન અચકાય છે."

"હું તમે કહો તેની સાબીતી આપવાને તઇયાર છું." મે તરત જવાબ આપ્યો.

"રેજીનાલ્ડ હમણાં લંડનમાં છે પણ તેને મારી અહીંની હાજરીની ખબર નથી. હું તેની ભાવી પત્નીના ચારિત્ર્યની તપાસ કરવા અહિં આવ્યો છું એ બીના તેને કાને જવા દેવાની નથી. જુઓ મીસ લામ્બર્ટ! ખોટું ના લગાડતા; પણ આપણે એવી સાબીતી ભેગી કરવી પડશે કે જ્યારે વખત આવે ત્યારે લેડી લ્યુસીઆ જરા પણ ઇનકાર કરવાની હિમ્મત ન કરી શકે!" તે વૃધ્ધ બેરોનેટે કહ્યું.

"સર રેજીનાલ્ડ ! ખાત્રીથી માનજો કે લેડી લ્યુસીઆ તરફ કોઇ જાતની અદેખાઇ હોવાથી મેં તેના પર ખોટો આરોપ મુકયો નથી. તમારા તરફ મારો પુજ્યભાવ છે. તમે મને પાપની ગર્તામાંથી ઉગારી સન્માર્ગે ચઢાવી છે અને તમારા પુત્ર તરફ મારી લાગણી છે તેથી તે એક નાલાયક સ્ત્રીને ન પરણે એટલા માટેજ મેં તમને ખરી હકીકતથી માહિતગાર કરવાની મારી ફરજ માની છે." મારા શબ્દોની સર રેજીનાલ્ડ પર ગંભીર અસર થઇ.

"તમે બનાવટી વાત ઉભી કરી છે એમ હું કહેતો નથી. પણ એ ભયંકર બીનાની સાબીતી શી છે ?"

"તમે મારશ્યોનેસ ઓફ સડબરીને–લ્યુસીઆની ફોઇને ઓળખો છો ?"

"હા." બેરોનેટે જવાબ વાળ્યો.

"ઠીક. પ્રથમ આપણે સીટીંગબન જઇ તપાસ કરી આવીએ. તે પછી તમે મારશ્યોનેસને મળીને તેને ચાલાકીથી પુછી જોજો કે તેની ભત્રીજી ૧૮૪૧ ની પાનખર ઋતુમાં જેસમીન કોટેજમાં મીસીસ વીલ્ટનને ત્યાં દોઢ બે મહિના પસાર કર્યા હતા કે નહિ."

"હું તમે કહો તેમ કરવાને તૈયાર છું."

"તો કાલે સહવારે આપણે સીટીંગબન જઇશું." મેં કહ્યું. સર રેજીનાલ્ડે એ વાત કબુલ રાખી.

બીજે દીવસે સ્હવારે ઘોડાગાડી કરી અમે સીનીંગબનનં જવા ઉપડયાં. બપોરે બે વાગ્યાને સુમારે અમે જેસમીન કોટેજ પાસે ઉતર્યાં. બગીચા પાસે કેટલાક બાળકો રમતા હતા અને તેમની સાથે એક આયા હતી.

"અહિં મી. બન્ટીંગ રહે છે?" સર રેજીનાલ્ડે આયાને સવાલ પુછયો.

"અહિં મી. બન્ટીંગ રહેતા નથી. સાહેબ! મારા શેઠનું નામ જેમેસન છે." આયાએ જવાબ આપ્યો અને હું નિરાશ થઇ.

"મી. જેમેસન અહિં કયારથી રહે છે?" સર રેજીનાલ્ડે બીજો સવાલ પુછયો.

"છેલ્લા બાર તેર મહિનાથી."

"તમે અહિં રહેવા આવ્યા ત્યારે અહિં એક વૃધ્ધ દમ્પતિ કુટુંબ રહેતું ન્હોતું?" હવે મેં પુછપરછ કરી.

"હા. એક બહેરો માળી તેની બૈરી સાથે રહેતો હતો."

"એજ મી. અને મીસીસ બન્ટીંગ!"

"મેં તેઓનું નામ સાંભળ્યું ન્હોતું કેમકે અમે આવ્યા તેજ દિને બંન્ને વિદાય થયા હતા."

"એ લોકો કયાં ગયા છે તે તમે જાણો છો?"

"નહિ."

અમે આયાને તસ્દી આપવા માટે તેનો આભાર માની રજા લીધી. સર રેજીનાલ્ડ ગંભીર વિચારમાં પડયા હતા અને હું જરા મુંઝાઈ હતી. મારા બે મુખ્ય સાક્ષીઓજ ગુમ થઈ ગયા હતા છતાં હું ડરી નહિ. હું સર રેજીનાલ્ડને લઈ લેડી લ્યુસીઆની સારવાર કરનાર સરજ્યનના ઘર આગળ ગઈ. પણ અફસોસ! દરવાજાપર કોઈ બીજાનુંજ નામ હતું. તપાસ કરતાં અમને ખબર પડી કે તે ડાકટર દેવાળુ કાઢીને નાસી ગયો હતો.

"અફસોસની વાત છે કે ડાકટર પણ નાસી ગયો છે. ચાલો, હવે નર્સની તપાસ કરીએ."

આ બીજી નિરાશાથી મારો ચ્હેરો ઉતરી ગયો. આવી આપેલી પુતળીની પેઠે વૃધ્ધ નર્સ રહેતી હતી ત્યાં ગઈ. એક યુવાન બાઈ અમને બારણા આગળ મળી. મેં તેને પેલી નર્સ ક્યાં છે તે પુછ્યું અને તે બાઈએ જવાબ આપ્યો કે તે તો મરી ગઈ છે!"

"હવે ક્યાં જવું છે?" સર રેજીનાલ્ડે વધુ ગંભીર થઈ પુછ્યુ."

"લ્યુસીઆની પુત્રીને રાખનાર દમ્પતિને ત્યાં"

"પણ મીલ્વર્ડ દમ્પતિ મળે તો પણ તેઓ શું કહી શકશે? તેઓ એટલુંજ કહેશે કે તેઓએ એક છોકરી પાળવા લીધી હતી પણ તે કોની હતી તે તેઓ કહી શકશે નહિ."

"ખરૂં—" હું બબડી. મારી વાત તદ્દન બનાવટી જણાવાનો ભય મારા દીલમાં પેદા થયો અને હું થથરી. નિરાશાની કાતીલ વેદના સાથે હું વૃદ્ધ બેરોનેટ સાથે મીલ્વર્ડના ઘર આગળ ગઈ. પણ

અફસોસ ! મારૂં નસિબજ ફર્યું હતું. ત્યાંથી અમને ખબર પડી કે મીલ્વર્ડ દમ્પતિ ત્રણ મહીના પહેલા કોઇ સગાનો વારસો મળવાથી લંડન ચાલી ગયું હતું પણ તેમના ઠેકાણાની કોઇને ખબર ન્હોતી.

"મીસ લામ્બર્ટ ! અફસોસની વાત છે કે એકે જગ્યાએ આપણે ફતેહ મેળવી નથી." સર રેજીનાલ્ડે ગામના નાના હોટલ તરફ જતાં કહ્યું.

"ઓહ ! તમે મારી વાત જુઠી માનો છો ? પણ હું ખુદાના કસમ ખાઇ કહું છું કે હું સાચી છું રેજીનાલ્ડ ! હજી તમારે મારક્વેનેસ પાસે તપાસ કરવાની બાકી છે."

"હા. અને જો તમે થાકી ગયા ન હો તો આજેજ આપણે લંડન પાછા ફરીશું."

"હું તઇયાર છું."

અમે ગામના હોટલમાં ગયા. ભયંકર નિરાશાથી અમારી બંનેની મુખ ઉડી ગઇ હતી. સર રેજીનાલ્ડની મનોદશા વિચિત્ર હતી, તેને મારા પર જરા અવિશ્વાસ ઉપજ્યો હતો. અને તે સાથેજ તેના દીલમાં લ્યુસીના ચારિત્ર્ય વિષે ભયંકર શંકા પણ કાયમ હતી.

હોટલમાં બેસીને વીચાર કરતાં મને લાગ્યું કે મી. મીલ્વર્ડને જો કોઇનો વારસો મલ્યો હશે તો તેણે વકીલની સલાહ લીધી હશે. કદાચ વકીલને ત્યાંથી તેનું ઠેકાણું મળે એવી આશાથી હું હોટલમાંથી

નીકળ્યા. સીટીંગબર્નમાં ફક્ત એકજ વકીલ હતો. તેણે મારી વાત સાંભળી લીધી, અને તેને તરત મીલ્વર્ડની યાદ આવી. તેણે મી. મીલ્વર્ડને પાંચસો પાઉંડનો વારસો અપાવ્યો હતો પણ અફસોસ! વેને તેના ઠેકાણાની ખબર ન્હોતી. મારી દયાજનક દશા જોઇ તેને લાગી આવ્યું. તેણે પોતાના કાગળીઆ ફેંદી નાખ્યા પણ મીલ્વર્ડનું ઠેકાણું મળ્યું નહિ. અંતે તેણે પોતાના કારકુનને પુછીને મીલ્વર્ડ દમ્પતિનું લંડનનું ઠેકાણું મને લખી જણાવવાનું વચન આપ્યું. મેં તેને લંડનના મારા હોટલનું શીરનામું આપ્યું અને અડધા કલાક પછી ગમગીનીમાં ગીરફતાર થઇ હું સર રેજીનાલ્ડ સાથે લંડન જવા ઉપડી.

## પ્રકરણ ૨૩ મું.

### ભેદ ફુટયો.

રાતે નવ વાગે અમે હોટલમાં પહોંચ્યાં. સર રેજીનાલ્ડ મને સલામ કરી જવા તૈયાર થયો. મારી નિરાશાનો પાર ન્હોતો છતાં મેં તેને તુટતે અવાજે કહ્યું: "તમે કાલે માસ્સ્યોનેસને મળશો ખરાને? મેં તેમને જે વાત કરી છે તેનું પરિણામ આવ્યા સુધી હું લંડનમાં રહીશ."

"હું માસ્સ્યોનેસને મળીશ." કહી ને વિદાય થયો.

બીજે દિને સ્હવારની ટપાલમાં મને એક કાગળ મળ્યો. તે પર સીટીંગબર્નની છાપ હતી. તરતજ મેં તે ફોડયો અને મારા વદનપર હાસ્ય ફરક્યું. પેલા ભલા વકીલે મારા પર મીલવર્ડ દમ્પતિનું ઠેકાણું લખી મોકલ્યું હતું. તરતજ તે પત્રમાં જણાવવા પ્રમાણે હું ગોસવેલ રોડ પર ગઇ અને ત્યાં એક ફળની દુકાનપર મેં મીલ્વર્ડનું નામ વાંચ્યું. દુકાનના દેખાવ પરથીજ હું સમજી ગઇ કે આ ગરીબ દમ્પતિ સુખી થયું છે. પણ એજ દુકાનમાં મેં બન્ટીંગને ઘરાકોને ફળફળાદિ આપતો જોયો ત્યારે મારી અજાયબીનો પાર રહયો નહિ. ખુશાલીભર્યા જીગરે હું દુકાનમાં દાખલ થઇ. મી. મીલ્વર્ડ અને મી. બન્ટીંગે મને તરત ઓળખી. મીસીસ મીલ્વર્ડ પણ મને જોઇ ખુસી થઇ અને તે મને મીસીસ બન્ટીંગને મળવા માટે એક ઓરડામાં લઇ ગઇ. બધાં મને જોઇને ખુશી થયાં. તેઓ મને મીસીસ વીલ્ટનને નામેજ હજુ ઓળખતાં હતાં.

મીસીસ મીલ્વર્ડને કામ હોવાથી તે બહાર ગયા પછી મીસીસ બન્ટીંગે મને ખબર આપી કે જેસમીન કાટેજની નોકરી ગયા પછી ને તેના ધણી સાથે ચેથામ ગઇ હતી અને ત્યાં ત્રણેક મહિના પર તેને મીસીસ મીલ્વાર્ડને ત્યાં નોકરી રહ્યાં હતાં. લાગ જોઇ મેં મીસીસ રીચર્ડની વાત કાઢી. વાંચનારને યાદ હશે કે લેડી લ્યુસીઆ મીસીસ રીચર્ડને નામેજ જેસમીન કોટેજમાં સુવાવડ માટે મારી સાથે રહી હતી.

"આહ મૅમ!" મીસીસ બન્ટીંગ બોલી: તે વખતે મેં તમને કહ્યું ન્હોતું. પણ મને તમારી બહેનપણી ગમી ન્હોતી. તે અને તેના દાસી બોનજન વિષે મને જાણે હું તેઓની ગુલામડી હોઉંની તેવા હુકમ કરતી હતી. પણ તમે મારા તરફ ઘણી ભલમનસાઇ બતાવી હતી તેથી મેં તમારી પાસે ફરિયાદ કરી ન્હોતી."

"મને ખબર છે કે મીસીસ રીચર્ડે તમને ઘણાં સંતોષ્યા હતાં પણ મને તમારાથી તદન સંતોષ થયો હતો."

"તમારી માયા હું કદિ ભુલી જઇશ નહિ. મેમ! તમે મીસીસ રીચર્ડ પર જે ઉપકાર કર્યો હતો તેનો કામકજ કરશી."

"આહ! દીલગીરીની વાત છે કે તે બધું ભુલી ગઇ છે."

"તેને જોઇનેજ મારી ખાત્રી થઇ ગઇ હતી કે તે સ્વાર્થની પુતળી હતી. આહ! મેમ! તેણે પોતાનું મ્હોં છુપાવવા માટે જબરદસ્ત કોશેષ કરી હતી; છતાં એકવાર મેં તેનો ચ્હેરો જોઇ લીધો હતો." મીસીસ બન્ટીંગ હસી.

"ખરેખર ?" હું મારી ખુશાલી છુપાવી શકી નહિ.

"મેમ ! તમારી સખીનું મ્હોં જોવા માટે મને માફ કરજો; પણ તે મને એવી સતાવતી હતી કે કોઇ કોઇવાર હું તેને ધિક્કારતી હતી. તમે જાણો છો કે મારો સ્વભાવ ખારીલો નથી—"

"નહિ. નહિ. તમે તેને ચેહરો જોયો હતો તેથી હું તમારા પર ગુસ્સે થઇ નથી પણ ઉલટી આનંદ પામી છું. તમે તેનો ચ્હેરો કેવી રીતે જોયો હતો ?"

"સુવાવડ પછી આઠેક દહાડા બાદ રાતે મીસીસ રીચર્ડને અચાનક જેલી ખાવાનું મન થઇ ગયું. હું જેલી તૈયાર કરતી હતી અને મેરીયા મારી સાથે બેઠી હતી. અચનાક તેને ઉંઘ આવી ગઇ. એ વખતે કાંઇ ચીજ લેવા માટે મારે માળ પર જવું પડયું. મીસીસ રીચર્ડના ઓરડાના બારણા આ વખતે ઉઘાડા હતા. મેરીયા હંમેશા બારણાં બંધ કરતી હતી પણ તે દહાડે તે ભુલી ગઇ હતી. મારી કુતુહલતા વધી ગઇ કેમકે મીસીસ રીચર્ડ છુપી રીતે સુવાવડ કરવા આવી હતી તેથી દાળમાં કાંઇ કાળું હોવું જોઇએ. એવો મને શક ગયો હતો. હું બારણા પાસે ગઇ અને ત્યાંથી પલંગ પર સુતેલી મીસીસ રીચર્ડનો ચ્હેરો મેં આબાદ જોઇ લીધો."

"તમે તેને ફરીથી ઓળખી શકશો ?"

"એક હજાર સ્ત્રીમાંથી પણ હું તેને ઓળખી કાઢીશ. મેં તેનો ચ્હેરો બરાબર જોયો હતો. તે પછી મને જોઇતી ચીજ લઇ હું

રસોડામાં ગઇ ત્યારે પણ મેરીઆ ઉંઘતી હતી. એટલે આ વાતની કોઇને ખબરજ નથી."

"મીસીસ બન્ટીંગ! તમે મને અત્યારે જે માહિતિ આપી છે તે ઘણીજ કિંમતી છે. જો તમે મારી સેવા બજાવશો તો હું તમને પાંચ ગીની આપીશ."

"હું કાંઇ પણ બદલા વિના તમારી સેવા બજાવવાને તઇયાર છું." તે જઇફ બાઇએ હસતે ચ્હેરે જવાબ આપ્યો.

"જુઓ ત્યારે—" મેં તેને એક કાગળ પર મારા હોટલનું ઠેકાણું લખી આપી કહ્યું: "આજે સાંજે ચાર વાગે આ જગ્યાએ આવી સર રેજીનાલ્ડ ફોરટેસ્ક્યુને મળવાની માંગણી કરજો. તમને નોકર તરત સર રેજીનાલ્ડ પાસે લઇ આવશે અને હું પણ તેની સાથેજ હોઇશ."

મીસીસ બન્ટીંગે મારા કહ્યા પ્રમાણે કરવાનું વચન આપ્યું અને હું બીલ્વર્ડ દમ્પતિને સલામ કરી આશાભર્યા હૃદયે હોટલમાં પાછી ફરી. મારી સઘળી નિરાશા હવે દુર થઇ ગઇ હતી અને મારા વ્હાલા રેજીનાલ્ડને હું લ્યુસી જેવી દગાબાજ સ્ત્રીને પરણતો હું બચાવી શકીશ એવા ખ્યાલથી મલકાતી હું સર રેજીનાલ્ડની રાહ જોવા લાગી.

બે કલાક પછી સર રેજીનાલ્ડ ગંભીર ચ્હેરે મારા રૂમમાં આવ્યા હું હરસાથી ખુરસી પર બેઠી હતી, તે વૃધ્ધ બેરોનેટનો ચ્હેરો જોતાંજ હું સમજી ગઇ કે તે સ્તાનના સમાચાર લાવ્યો હતો.

"હું મારસ્યોનેસ ઓફ લડબરીને મળી આવ્યો—" તેણે ખુરસી

પર બેસી થોડીક વાર મૌન રહી વાત શરૂ કરી: "થોડા સમયમાં તે મારી વેવણ થવાની હોવાથી તેણે મને વ્હાલથી આવકાર આપ્યો. બ્હેનની વાત કરતાં મેં તેને કહ્યું કે મીસીસ વીલ્ટન નામની સ્ત્રી સાથે મને ઓળખાણ થઇ છે અને લેડી લ્યુસીઆ સીટીંગબનમાં તેને ત્યાં એકવાર રહેવા ગઇ હતી. આ વાત સાંભળી મારક્વોનેસનું રૂવું પણ ફરક્યું નહીં. તેના ચ્હેરાપરનો મનોભાવ લેશ માત્ર બદલાયો નહીં. તેણે સ્પષ્ટ ઇનકાર કર્યો કે મીસીસ વીલ્ટનને તે ઓળખતીજ નથી, મેં તેને ૧૮૪૧ના અક્ટોબર અને નવેમ્બર મહીનાની યાદ આપી. ત્યારે થોડીક પળ વીચાર કરી તેને જવાબ આપ્યો કે તેની ભત્રીજી એ સમયે સીટીંગબર્ન ગઇજ ન્હોતી. પણ તેની સાથે રહેતી હતી. તેણે એમ પણ કહ્યું કે તે લ્યુસીઆ સાથે એ સમયે બ્રાઇટનમાં પોતાના મિત્રોને ત્યાં ગઇ હતી. આ વાત તેણે એવી ખાત્રીથી કરી કે મારે ચુપ રહેવું પડયું. મીસ લામ્બર્ટ ! મારક્વોનેસ સાથની બધી વાતચીત મેં તમને વિગતવાર કહી સંભળાવી છે—"

"અને સર રેજીનાલ્ડ !" મેં અભિમાનથી કહ્યું: જો વાત એટલેથીજ પતાવવાની હોત તો તમે એમજ ધારત કે મેં તમને હડહડતી જુઠી વાત કરી હતી. એક ઉમરાવજાદીના ચારિત્ર્ય સામે ભયંકર આરોપ મુકનારી સ્ત્રી માટે તમે ખરાબ મત બાંધત તેમાં તમારો દોષ ન્હોતો. મારક્વોનેસે તમારી સમક્ષ જે ઇનકાર કર્યો છે તેથી હું અજબ થતી નથી. મને લાગે છે કે લુચ્ચી લ્યુસીએ પોતાની ફોઇને સઘળો ભેદ કહી દીધો હશે અથવા કોઇ બનતી વાત

કરીને તેણે સીડીંગબર્નની મુલાકાતનું નામ નહી દેવાની સુચના કરી હશે."

"મીસ લાસ્બર્ટ !–" "સર રેજીનાલ્ડે ગંભીર થઇ કહ્યું: "તમે પોતેજ મને આ કેશમાં ન્યાયાધીસ નીમ્યો છે. તમે ફરિયાદી થઇ બેડી લ્યુસીઆ પર ગંભીર આરોપ મેલ્યો છે અને હજુ સુધી તમે કંઇજ પુરવાર કરી શકયાં નથી."

"ધીરજ ધરો થોડીવારમાં તમને એક બાઇ મળવા આવશે. કૃપા કરી તેની હાજરીમાં મને મીસીસ વીલ્ટનને નામેજ બોલાવજો."

"ભલે."

"આ સમયે નોકરે આવીને ખબર આપી કે મીસીસ બન્ટીંગ નામની બાઇ સર રેજીનાલ્ડને મળવા માંગે છે."

"તેને ઉપર આવવા દો." બેરોનેટે નોકરને કહ્યું અને નોકરના ગયા પછી તેણે મને પુછ્યું: "તમે એને શી રીતે શોધી કાહી ?"

મેં સીડીંગબર્નના વકીલની મારી મુલાકાતની વાત કરી સર રેજીનાલ્ડને વકીલનો પત્ર બતાવ્યો અને તેજ પળે મીસીસ બન્ટીંગ ઓરડામાં દાખલ થઇ.

"હવે આ બાઇને તમારે જે જોઇએ તે પુછી જુઓ."

મીસીસ બન્ટીંગને સર રેજીનાલ્ડે પુછેલા સવાલો અત્રે આપવાની જરૂર નથી. મીસીસ બન્ટીંગે મારી સાથે મીસીસ રીચર્ડ નામની

ઓ જેસમીન કોરેજમાં આવી હતી. અને તેણે ત્યાં એક પુત્રીને જન્મ આપ્યો હતો એ બીના વીગતવાર કહી સંભળાવી અને હજારો સ્ત્રીઓમાંથી તે મીસીસ રીચર્ડને ઓળખી કાઢશે એવી ખાત્રી આપી.

સર રેજીનાલ્ડની વૃત્તિ હવે બદલાઇ. તેણે મારા તરફ જાણે મારી માફી માંગતો હોય એવી નજર ફેંકી અને થોડીવાર પછી વિચાર કરી કહ્યું.

"હવે એકજ કસોટીની જરૂર છે. સારે નસીબે કેનસીંગટનમાં પોતાના મહેલમાં માર્ચીયોનેસ ઓફ સડબરી આજે રાતે ડીનર પાર્ટી-નો મેળાવડો કરનાર છે તેમાં મને આમંત્રણ થયું છે. મેં માર્ચીયો-નેસને ચોક્કસ જવાબ આપ્યો નથી. મીસીસ બન્ટીંગ! જો તમે મહેરબાની કરી મારી સાથે બે કલાક ગાળશો તો હું તમારો આભા-રી થઇશ અને તમારા વખતની બરબાદી માટે તમને બદલો આપીશ."

મીસીસ બન્ટીંગે તરત હા પાડી. અત્યારે સાડા છ વાગ્યા હતા અને હવે વખત ગુમાવી શકાય તેમ ન્હોતું. તેથી સર રેજીનાલ્ડ મીસીસ બન્ટીંગને લઇ બહાર ચાલ્યો ગયો. હું હોટલમાંજ રહી. હવે મારા દીલમાં જરા પણ વસવસો રહ્યો ન્હોતો કેમકે મીસીસ બન્ટીંગ લ્યુસીઆને જરૂર ઓળખી કાઢશે એવી મારી ખાત્રી હતી.

સાત વાગે હું જમી અને વખત પાછળ ગાળવા માટે છાપું વાંચતી બેઠી. આઠ વાગ્યા. આ સમયે સર રેજીનાલ્ડ બારણા ખોલી મીસીસ બન્ટીંગ સાથે મારા ઓરડામાં દોડી આવ્યો અને વ્હાલથી મને શેક હેન્ડ કરી બોલ્યો:

"ઓહ! મીસ લામ્બર્ટ! તમારો આભાર હું શી રીતે વાળીશ? તમે મારા એકના એક દીકરાની જીંદગી ધુળમાં મળતી બચાવી—"

મને વિજય મળ્યો. મારી મહેનત ફળી અને મારો રેજીનાલ્ડ બદમાસ લ્યુસીના પંઝામાંથી બચ્યો તે માટે મને અનહદ આનંદ થયો. સર રેજીનાલ્ડે મારો ખુબ આભાર માન્યો અને તેનો આવેશ નરમ પડયા પછી પુછ્યું: "તમે કયારે ગામ જવા માગો છો?"

"એક કલાકમાં."

"પ્રભુ તમારૂં રક્ષણ કરો. હું આજેજ મારા દીકરાની સગાઇ તોડી નાખીશ." આટલું કહી તે મને પિતાની પેઠે વ્હાલથી કપાળ પર ચુમી લઇ વિદાય થયો. તે પછી મિસીસ બન્ટીંગની વાત પરથી મને ખબર મળી કે સર રેજીનાલ્ડ તેને મારસ્યોનેસને ત્યાં લઇ ગયો હતો અને બન્ને એક જગ્યાએ છુપાઇ રહ્યાં હતાં. ત્યાં છુપાઇને એક પછી એક ગાડીમાંથી ઉતરતી સ્ત્રીઓ પર મીસીસ બન્ટીંગે નજર રાખી હતી અને લ્યુસી આવી પહોંચી ત્યારે તેણે તેને મીસીસ રીચર્ડ તરીકે ઓળખાવી હતી. તે પછી સર રેજીનાલ્ડ તેને લઇ તરત મારા હોટલમાં આવ્યો હતો અને તેણે મીસીસ બન્ટીંગને પાંચ ગીની ઇનામમાં આપી હતી. મેં એ ભલી બાઇને બીજી પાંચ ગીની આપી વિદાય કરી તે પછીજ એક પાકીટ પર મારી નજર પડી. તે પર મારૂં નામ હતું અને સર રેજીનાલ્ડે તેમાં પાંચસો પાઉંડની નોટ સાથે એક પત્ર લખી મારો આભાર માન્યો હતો. પ્રથમ આ પૈસા તેના પર પાછા મોકલવાનો મને વિચાર આવ્યો પણ તેમ કરવાથી

કદાચ તેને માઠું લાગશે એમ ધારી મેં એ રકમ મારી પાસે રાખી લીધી. તે પછી ગાડી કરી હું મારે ગામ જવા ઉપડી. રસ્તામાં શીવરડેલની બેંકમાં મારા ખાતામાં મેં પાંચસો પાઉંડ જમા કરાવી દીધા અને ત્યાંથી હોટેલ ઘણું નજીક હોવાથી હું પગે ચાલીને ઘેર જવા નીકળી.

# પ્રકરણ ૨૪ મું.

## દગો.

હું હોબોર્નના પાધર પર આવી ત્યારે એક બે ગામડીઆઓ મારા તરફ જોઇ મ્હોં મરડી ગયા. મને લાગ્યું કે મારે ઘેર કંઇ પણ બનાવ બનેલો હોવો જોઇએ. હું ઉતાવળી ઉતાવળી ઘેર ગઇ. દાસીએ બારણું ઉઘાડતાંની સાથેજ મેં પુછ્યું; "મારા પિતા કયાં છે?"

"મી૦ લામ્બર્ટ ! મીસ !" દાસી દુઃખી અવાજે બોલી.

"કેમ ? મારા પિતાને શું થયું છે ? તે બીમાર છે ?"

"નહિ. મી. લામ્બર્ટ બીમાર નથી; પણ–"

"પણ શું ? જલદી બોલ–"

મી. લામ્બર્ટ ઘરમાં નથી."

"ત્યારે કયાં છે ?"

"જેલમાં–"

મારૂં માથું ફરવા લાગ્યું, ઘરમાં જઇ શાંત થયા પછી દાસી પાસેથી જે મને ખબર મળી કે મારા પિતાને ગઇ કાલે પકડીને રીવરડેલની સાહુકારી જેલમાં લઇ જવામાં આવ્યા હતા. દાસીને મારા પિતાના માગનારના નામની પણ ખબર નહોતી. હું મુસાફરીથી થાકી ગઇ હતી. સાંજના પાંચ વાગ્યા હતા છતાં હું રીવરડેલ જવા

નીકળી પડી, ત્યાં જઇ હું સીધી કેદખાનામાં ગઇ પણ પહેરેગીરે મને તે વખતે દાખલ થવા દેવાની ના પાડી. મેં પાંચ શીલીંગ તેના હાથમાં મુકી કે તરત મારે માટે જેલનો કાયદો ફરી ગયો અને તે મને મારા પિતાની કોટડી પાસે લઇ ગયો.

હું બારણું ખોલી અંદર ગઇ અને ત્યાંનો દેખાવ જોઇ આભીજ બની ગઇ, મારા પિતા ત્રણ જોડીદાર સાથે શરાબમાં ચકચુર બની બેઠા હતા, તેના હાથમાં દારૂનું ગ્લાસ હતું અને તે કોઇ બીભત્સ ગીત ગાતા હતા.

" ક કા—કોણ રોઝ ? ...આવ દીકરી! મ-મ-ને જરા ચઢી ગયો છે હં ! " મારા પિતા મને જોઇ જેમ તેમ બબડયા

" ભલે પધારો સુંદરી ! " તેના એક સાથીએ મારા તરફ વિકારી નજર ફેંકી કહ્યું.

તમને કંઇ શરમ છે ? આવી કંગાળ દશામાં પણ તમે શરાબ ઉડાવો છો ? " હું ગુસ્સે થઇ.

" રોઝ ! દીકરી ! મને ઠપકો ના દે—"

" ભાઇઓ ! હું મી૦ બામ્બટનો પુત્રી છું. મહેરબાની કરી તમે અહિંથી વિદાય થાઓ " મેં સત્તાદર્શક સ્વરે મારા પિતાના દારૂડીઆ સાથીઓને કહ્યું અને તેઓ બબડતે ડગલે ત્યાંથી કાળું કરી ગયા. મારા પિતા નિશામાં ચકચુર હતા છતાં તેની સાથે કલાકેક

માથાકુટ કર્યા પછી મને ખબર પડી કે છએક મહિના પહેલાં સીરીલે ચેસ્ટરમાં હતો ત્યારે તેણે મારા પિતાને ત્યાં બોલાવ્યા હતા અને બન્નેએ મી. વીન્ટર નામના શાહુકારને એક ચીઠી લખી આપી પાંચસો પાઉંડ લીધા હતા. તેમાંથી ચારસો સીરીલ ઉપાડી ગયો હતો અને મારા પિતાને ફક્ત સો પાઉંડજ મળ્યા હતા. આટલી માહિતિ મેળવી મેં મી. વીન્ટરને મળવાનો નિશ્ચય કર્યો. મારા પિતાની રજા લઇ હું બહાર નીકળી અને બીજે દીને સવારે ગાડી ભાડે કરી ચેસ્ટર ગઇ. ત્યાં પરપૂછ કરતાં મને મી. વીન્ટરનું ઘર તરતજ મળી ગયું. મેં કોઇ ચાહુદીનું ઘર જોવાની આશા રાખી હતી પણ મી. વીન્ટરનું ઘર તેવું ન્હોતું. તે પૂર ઠાઠથી રહેતો હતો. તેને ઘેર જઇ મે તેને મળવાની માગણી કરી અને નોકર મને એક સુંદર દિવાનખાનામાં લઇ ગયો. મી. વીન્ટર ત્યાં એક સોફા પર બેઠો હતો. મને એક ખુરશી પર બેસવાની ઇસારત કરી તેણે વાત શરૂ કરી; "તમે હોર્થોર્નવાળા મી. લામ્બર્ટના કંઇ સગાં થાવો છો?"

"હું તેમની પુત્રી છું અને તે પરથી તમે સમજી શકશો મી. વીન્ટર! કે હું શા માટે તમને મળવા આવી છું."

"આહ! મને લાગે છે કે મેં મી. લામ્બર્ટને થોડાક પૈસા ધીરેલા છે."

"સાહેબ! તમે જાણતાજ હશો કે તમારા દાવાને લીધે મારા પિતા હાલમાં જેલમાં છે."

"જેલમાં! મી૦ લામ્બર્ટ જેલમાં છે, મીસ લામ્બર્ટ!" ભારી અજાયબીથી એકદમ ઉભો થઇને તે બોલી ઉઠયો; "શું તમે ખરૂં કહો છો?" કહી તે મારા તરફ આતુર નજરે જોઇ રહયો.

"મી. વીન્ટર! હું ખરી વાત કહું છું." મેં મુંઝાઇને જવાબ આપ્યો; " તમે એ વાત ન જાણતા હો તે બનવાજોગ છે! મી. વીન્ટર! તમારા ભાઇ અથવા પિતાએ મારા હતભાગી પિતા સામે પગલાં ભર્યાં હશે."

"નહિ, મારો ભાઇ પણ નથી ને મારા પિતા પણ હયાત નથી મને યાદ છે કે મેં તમારા ભાઇ પિતાને પાંચસો પાઉંડ ધીર્યાં હતા—"

"હા."

ખરી વાત એમ છે મીસ લામ્બર્ટ! કે હું મારા બધા કાગળીઆ મારા વકીલ પાસે રાખું છું અને કોઇવાર મારો વકીલ મને પુછયા વિનાજ સખત પગલાં લઇ બેસે છે."

"ત્યારે તમે મારા પિતાને જેલમાં મોકલ્યા નથી?"

"નહિ. પ્રભુ મારી પાસે એવું કામ ન કરાવે, મીસ લામ્બર્ટ! હું ન છુટકેજ સખત થાઉં છું, જો મારા કરજદારો થોડા થોડા કરીને પણ મારૂં લ્હેણું ભરવાઇ કરવાની દયાનજ બતાવે તો હું કોઇને સતાવતો નથી." તેણે આ વાત એવા લાગણીભર્યા સ્વરે કરી કે મને તેને માટે માન ઉપજ્યું.

"હું હમણાંજ મી. હીલને મળીને ઘટતો બંદોબસ્ત કરી આવું છું."

"તમારો મોટો આભાર મી. વીન્ટર! તમે જાણીને દુઃખી થશો કે આ કરજ કરવા માટે મારા ભાઇએ મારા પિતાને લલચાવ્યા હતા–"

"આહ! તમારા ભાઇને તો હું મોટો ગૃહસ્થ માનતો હતો કેમકે તે ખુબ ઠાઠાથી રહેતો હતો. તે ગાર્ડસ ઓફ ઓનરનો કેપટન છે ખરું?"

"અફસોસ! મી. વીન્ટર! એ વાત પણ ખોટી છે."

"હશે તમારે દુઃખી થવાની જરૂર નથી. હું મારા વકીલને મળી પાછો આવું તે દરમીયાન તમે મારા મહેમાન બનો. મારી મા તમારું સ્વાગત કરશે, હું મારી માને હમણાંજ તમારી પાસે મોકલું છું." આટલું કહીને તે દિવાનખાનામાંથી ચાલ્યો ગયો અને આવા ઉદાર ગૃહસ્થ સાથે પાનું પડવા માટે હું પ્રભુનો આભાર માનવા લાગી.

થોડીવારમાં એક વૃધ્ધ સ્ત્રી મારી પાસે આવી. તેણે સાદા વસ્ત્રો પહેર્યા હતા અને તેનો ચહેરો માયાળુ હતો. તેણે મારા પિતા તરફ દિલસોજી બતાવી પણ તેનો એન્ડરૂ વકીલને મળીને મારા પિતાને છોડાવી દેશે એવી ખાત્રી આપી. વાતમાં ને વાતમાં તે તેના દીકરાની ઉદારતાની પ્રસંસા કરવા લાગી. થોડીવારમાં બે વાગ્યા. મી. વીન્ટરની માએ લંચ મગાવ્યું અને અમે બન્ને સાથે

ભોજન લેવા બેઠાં, જમતી વખતે પણ તેણે તેના પુત્રની પ્રશંસા ચાલુ રાખી. અમે જમી રહ્યાં પછી બે પાંચ મીનીટમાંજ મી૦ વીન્ટર પાછો ફર્યો.

"કેમ દીકરા! શું કરી આવ્યો?"

"હું હીલને મળ્યો અને મીસ લામ્બર્ટ તરફ આવી ક્રુરતા બતાવવા માટે મેં તેને સખ્ત ઝાટકી નાખ્યો પણ વકીલોની લુચ્ચાઇને કોણ પહોંચે? તેણે હેડકલાર્કને દોષ દીધો અને હેડ કલાર્કે બીજા કારકુન પર ટોપલો ઢોળી નાખ્યો—" મી. વીન્ટરે જવાબ આપ્યો: "મીસ લામ્બર્ટ! તમે ચિંતા ન કરો. મેં તમારા પિતાને છોડી દેવાનો હુકમ કર્યો છે પણ કાયદા પ્રમાણે છુટકારાનો હુકમ મેળવતાં ચોવીસ કલાક વહી જશે. તે દરમીયાન તમે મારા ઘરને તમારૂંજ ઘર માની રહો. મા! મીસ લામ્બર્ટની મહેમાનગીરી કરવાની ફરજ તમારી છે." કહી તેને જાણે એક પળની પણ નવરાશ ન હોય તેમ મી. વીન્ટર અમને છોડી ગયો.

મી. વીન્ટરની મા સાથે ગપ્પાં મારતાં મારો વખત ઝડપથી વહી ગયો. સાંજે છ વાગે મી. વીન્ટર પાછો આવ્યો અને અમે ત્રણ જણે એક ટેબલ પર ડીનર લીધું. ડીનર લીધા પછી વીન્ટરની મા ચાલી ગઇ અને તે પછી વીન્ટરે મને કહ્યું: "જુઓ મીસ લામ્બર્ટ! કાલે સવારે નવ વાગે તમારા પિતાના છુટકારાનો હુકમ હું તમારા હાથમાં મુકીશ અને મારી ગાડી તમને રીવરડેલ લઇ જશે. તમારા

પિતાના કરજમાંથી તમે મને અરધી રકમ આપજો અને અરધી હું રાજી ખુશીથી છોડી દઉં છું."

"ઓહ મી. વીન્ટર તમે અમારા પર જેવી દયા બતાવી છે તે જોયા પછી તમને ખોટ જાય—"

"નહિ. નહિ. એવી વાતજ ન કરશો. હું અઢીસો પાઉંડથી એક પાઇ પણ વધુ લેવાનો નથી."

"હું તમારો આભાર જીવનભર ભુલીશ નહિ મી. વીન્ટર કાલે રીવરડેલ જતાં વાર હું તમારા પર અઢીસો પાઉંડ મોકલી આપીશ."

"તો હવે એ અણુગમની વાત જહન્નમમાં નાખો—" આટલી વાત થયા પછી તેની મા પાછી આવી. વાતમાં ને વાતમાં અગીઆર વાગ્યા આ સમયે નોકર શરાબ, સેંડવીચ, કેક વિગેરેની રકાબી લઇ આવ્યો. વીન્ટરે બ્રાંડી અને સોડાથી પોતાનો ગ્લાસ ભર્યો અને તેની માએ મારે માટે સ્ત્રીઓને ગમતા સ્વાદિષ્ટ "લીકર" ની પ્યાલી ભરી—હું તે પ્યાલી પી ગઇ. પણ મેં ગ્લાસ ટેબલ પર મુકયો કે તરતજ હું બેભાન થઇ જતી હોઉં એવો મને ભાસ થયો હતો. મીસીસ શેરવુડે આપેલી કેફી ચીજથી બેભાન થઇને હું આલ્વનલીની જાલમાં ફસી પડી હતી તેવીજ જાતનો મારી સાથે ફરીથી દગો થવાનો ભયંકર ખ્યાલ મને આવ્યો. પણ તે પછી મારી આંખે અંધારાં આવ્યાં અને હું બેભાન થઇ ગઇ.

❋ ❋ ❋

સ્હવાર થયું હું જાગ્રત થઇ. બદમાસ વીન્ટરે મને બેભાન અવસ્થામાં ભ્રષ્ટ કરી હતી. હજુ મારૂં મગજ ભમતું હતું. મારૂં

જીગર બળી જતું હતું. છતાં મારી આંખમાં આંસુ ન્હોતા. મારા પલંગથી થોડે દુર બદમાસ વીન્ટર કપડા પહેરતો હતો.

"વ્હાલી! તું જાગ્રત થઇ છે એટલે હવે મારી વાત સ્પષ્ટ રીતે સમજી શકશે." તે દગાબાજ કામી બોલ્યો.

"બદમાસ! જો ઇગ્લંડમાં ન્યાય જેવી કંઇ ચીજ હશે તો આ વિશ્વાસઘાત માટે તને સજા થશે."

"નહિ. નહિ. વ્હાલી રોઝ! એવું કંઇ થવાનું નથી."

"કર્મચંડાળ! આ પાપી મકાનમાંથી બહાર નીકળી હું સીધી માજીસ્ત્રેટ પાસે જઇશ અને તારી તથા તારી બદમાસ માની સામે ફરીઆદ નોંધાવીશ." હું કાળી નાગણુ જેવી ઝેરીલી થઇ બોલી.

"મારી મા? મારી મા તો ક્યારની સ્વર્ગે ચાલી ગઇ છે. કાલે જે ડોસી મારી મા થઇ હતી તે તો મારી નોકરડી છે. રોઝ! નકામી ધમકી ના આપ. જો તું માજીસ્ટ્રેટ પાસે જવાની હોય તો ચાલ, હું તારી સાથે આવું. તું મારી સામે ફરિયાદ નોંધાવજે અને હું તારા બાપ અને ભાઇ માટે વોરંટ માગીશ." તેણે ભયંકર ભેદ ખોલવા માંડયો.

"શા માટે?"

"શા માટે? ફોરજરી માટે! રોઝ! હવે તો તું સમજીને? તું શા માટે દુઃખી થાય છે? તારા જેવી ખુબસુરતી મેં જોઇ નથી. હું તારા પર પાગલ થયો છું. વ્હાલી!—"

"ચુપ રહો! મને મરેલીને ના મારો."

"રોઝ! આવા ઢોંગ જવા દેને! તારા ઇતિહાસથી હું તદન અજાણ્યો છું એમ ધારે છે? નહિ. નહિ. તું હોથોર્નમાંથી નાસી ગઇ હતી અને લંડનમાં શ્રીમંત લહેરીઓની રખાત તરીકે રહી હતી તે હું સારી પેઠે જાણું છું."

વીન્ટરના આ શબ્દો સાંભળી ઘરમથી મેં નીચે જોયું.

"વ્હાલી રોઝ! હું શ્રીમંત છું. જો તું મારી થાય–જો તું હવે પછી મારી સાથેજ રહે તો હું તને રાજવંશી વૈભવમાં રાખીશ."

"નહિ. કદિ પણ નહિ. મારૂં થવાનું હશે તે થશે. પણ તમારો આશ્રય તો હું કદિ સ્વીકારીશ નહિ. બોલો, તમે મારા પિતાનું શું કરવા માગો છો?"

"રોઝ! મારી વાત સાંભળ વરસ સવા વરસની વાત પર તારો ભાઇ સીરીલ અત્રે આવ્યો હતો. તેની સાથે મને પીછાન થતાં તેણે મને લશ્કરી કેપટન તરીકે પોતાની પીછાન આપી હતી અને થોડા દિવસ પછી એક બનાવટી હુંડી પર મારી પાસેથી નાણાં માગ્યા હતા. તારો બાપ હોથોર્નનો વીકાર છે એટલે તે માનવંત ગૃહસ્થ હશે એમ ધારીને બન્નેની ભેગી જામીનગીરી પર મેં નાણાં ધીર્યાં અને હુંડીની મુદત પાકી ત્યારેજ મને ખબર પડી કે જેનાં નામની હુંડી હતી તે નામનો કોઇ વેપારી લંડનમાં હતોજ નહિ. બોલ, હવે તું મારી રખાત તરીકે રહેશે?"

"નહિ." મે મક્કમતાથી ના પાડી.

"જો, આ તારા બાપના છુટકારાનો હુકમ છે અને જો તું મારી થવાની હા પાડે—"

"પણ હું ના પાડું તો ?"

"તો તારે પુરી રકમ ભરવી પડશે."

"બસ કરો સાહેબ ! હવે મને જવા દો." કહી હું ઓરડામાંથી બહાર નીકળી.

"હજુ પણ તારા પિતાને હું ફોરજરી માટે પકડાવી શકીશ."

"નહિ—નહિ બદમાસ ! એવી સુઝમાં રોજાના ખોતો ! જો તું મારા પિતા પર આરોપ મેલસો તો તું પણ તેની સાથેજ બલાત્કારના ગુન્હા માટે દેશ પાર થશે."

વીન્ટરે ગુસ્સાથી હોઠ કરડયો અને હું તેના તરફ ધિક્કાર ભરી નજર ફેંકી ચાલી ગઇ.

ચાવી આપેલી પુતળી પેઠે હું રીવરડેલ ગઇ. ત્યાંની બેંકમાંથી બદમાસ વીન્ટરના લ્હેણા જેટલી રકમ ઉપાડી મેં મારા પિતાને કેદખાનામાંથી છોડાવ્યા. મારા પિતાએ મેં તેને કેવી રીતે છોડાવ્યા તે વિષે બે ચાર વાર સવાલ પુછયો પણ મેં તેને કંઇ જવાબ આપ્યો નહિ.

અંતે અમે ઘેર આવ્યા.

# પ્રકરણ ૨૩ મું.

## હું વીફરી.

મારા ભાઇના પાપે હું ફરી ભ્રષ્ટ થઇ અને પિતાનું ઘર તજી હું બ્રોડ કાસ્ટમાં જઇ રહી. આ ગામડાંઓમાં એકાદ માસ એકાંતમાં ગાળ્યા પછી મને ખબર પડી કે બદમાસ વીન્ટરની દગાબાજીને લીધે હું ગર્ભવંતી થઇ હતી. આહ! હું મારા વાલા રેજીનાલ્ડ પાસે હતી ત્યારે જો મારી આવી હાલત થઇ હોત તો હું ગાંડી ઘેલી થઇ જાત. પણ અત્યારે આ દશાથી હું હતાશ થઇ ગઇ. મારા હૃદય પર સખત ઘા થયો. જે બદમાસને હું અત્યંત ધિક્કારતી હતી તેનું બાળક મારે પોષવું પડશે એ ખ્યાલજ મને પાગલ બનાવવાને પુરતો હતો. હું ગાંડી જેવી ઘરમાંથી બહાર નીકળી. થોડીજ વારમાં હું દરિઆ કીનારે જઇ પહોંચી અને પાગલની પેઠે મેં દરીઆમાં ઝંપલાવી દીધું. ભરતીનો સમય હોવાથી તરતજ દરીઆદેવે મને ગળી જવાનો વિચાર કર્યો. બે ચાર પળમાં હું બેભાન થઇ ગઇ.

જ્યારે હું શુધ્ધિમાં આવી ત્યારે એક મકાનના ઓરડામાં હુ પલંગ પર પડી હતી અને બાજુની ખુરસી પર એક દેખાવડો જવાન બેઠો હતો. મને જીવતી હાલતમાં જોઇનેજ મારી ખાત્રી થઇ ગઇ કે આ યુવાનેજ મને બચાવી ને મારી સારવાર કરી હતી.

"જો હવે તમારામાં શક્તિ હોય તો હું તમને તમારે ઘેર મુકી આવું." તે યુવાને માયાળુ અવાજે કહ્યું: "સારૂં થયું કે હું વખતસર આવી પુગ્યો; નહિ તો ભરતીનો સમય હોવાથી તમે બચી શકત નહિં."

"તમારો ઘણોજ આભાર મી. બોમોંટ !—" મેં તેનો આભાર માની તેને મારું નામ કહ્યું.

તે મને માન સાથે મારે ઘેર મુકી ગયો. હું આપઘાત કરવા ગઇ. પણ મોત પણ મને સંઘરવાને તૈયાર ન્હોતું. બીજે દિને લેફ્ટનંટ બોમોંટ મને મળવા આવ્યો. તે ફાંકડો જુવાન હતો અને તેનામાં ખાનદાનીના સઘળા ગુણો હતા. તેની વાત પરથી મને જણાયું કે તે ફોરસ્ટ ગાર્ડમાં લફ્ટનંટ હતો. તે કુંવારો હતો. તેનો પિતા કાફલામાં એડમીરલ હતો અને તેની મા લાંબા સમયથી મરણ પામી હતી. મેં તેને કહ્યું કે મારી મા મરી ગઇ છે. મારો પિતા દુર દેશમાં પાદરીનો ધંધો કરે છે અને હું ડાકટરની સલાહથી હવા ફેર કરવા આવી છું. તેણે આ વાત સાચી માની. આ ગામમાં મારે કોઇ સાથે પીછાન નહિ હોવાથી બોમોંટ મને મળવા આવતો ત્યારે મને આનંદ થતો. આમ ત્રણ મહિના વહી ગયા. અમારો સંબંધ પવિત્રજ હતો અને બોમોંટ હંમેશાં ગૃહસ્થાઇથીજ વર્તતો એક દિવસ સાંજે હું દરિઆ કિનારે ફરતી હતી એવામાં તે મને મળ્યો અને તેણે ખાનદાની રીતે મારા હાથની માગણી કરી.

"મીસ લામ્બર્ટ! તમારે ને મારે લાંબી પીછાન ન હોવા છતાં મેં તમારા હાથની માગણી કરી છે તેથી મને ઉધ્ધત અને નિર્લજ્જ ન સમજતા. હું પવિત્ર જીગરથી તમને ચાહું છું. પંદરેક દિવસમાં હું કેપટન કમાન્ડર થઇશ. મારા પગાર શિવાય મારા પિતા મને વરસે બસો પાઉંડ આપે છે અને હું એકનો એક દીકરો હોવાથી

તેમનો વારસો મનેજ મળવાનો છે. જો તમે મારો હાથ સ્વીકારશો તો હું મારું જીવન સફળ માનીશ."

હું પ્રથમ અજબ થઇ તેના તરફ ટીકી રહી. પણ તેની શુધ્ધ નિષ્ઠા જોતાંજ શરમથી મારી આંખો નીચી નમી ગઇ અને મારા મગજમાં અનેક દુઃખદાયક વિચારો આવવા લાગ્યા. હું તદન ભ્રષ્ટ સ્ત્રી હતી. મને પવિત્ર માનીને મને પોતાની પત્નિ બનાવવા માગતો હતો એ ખ્યાલથી મને પારાવાર શરમ ઉપજી અને હું ચુપચુપ ઉભી રહી.

"આહ! તમારા મૌનને હું હકાર સમજી લઉં છું." તે આનંદથી ઉભરાતા જીગરે બોલ્યો અને મારો હાથ વ્હાલથી દાબી ફરી બોલ્યો: "મીસ લામ્બર્ટ! ખાત્રી રાખજો કે હું વફાદાર પતિ તરિકે તમને સુખી કરવાની દરેક કોષેસ કરીશ"

મારી મનોવેદના વધી ગઇ અને મારી આંખમાથી દડ દડ આંસુ નીકળી પડયા:

"શું મેં તમને મારી વાત સાંભળી દુઃખ થાય છે?"

"નહિ મી. બોમોંટ! મને દુઃખ થતું નથી. મને દુખ તમારે માટે થાય છે કારણ કે તમે મારી મીત્રાચારીનો ખળતોજ અર્થ કર્યો."

"ઓહ મીસ લામ્બર્ટ!—" તે હતાશ થઇ ગયો: "શું તમે મને ચાહતા નથી?"

"મી. બોમોંટ! હું તમને છેતરવા માગતી નથી. આપણે બન્ને પરણીને સુખી થઇ શકીએ તેમ નથી."

"મીસ લામ્બર્ટ ! તમારા ઠરાવને હું માન આપુ છું. તમારા ઇનકાર માટે કોઇ ખુલાસો માગવાનો મને હક નથી. હું એટલુંજ કહીશ કે તમારા પ્રેમનો જે પાત્ર થશે તે ભાગ્યશાળી ગણાશે." આટલું કહી તે માનથી શેકહેંડ કરી ચાલ્યો ગયો અને હું અભાગણી અનેક હૃદયભેદક તર્ક કરતી ઘેર આવી.

એક બે મહિનામાંજ મારી દશા જાહેર થવાનો ભય હતો તેથી બ્રોડ કાસ્ટ છોડી હું હેસ્ટીંગસમાં રહેવા ગઇ. ત્યાં મેં મીસીસ લામ્બર્ટનું નામ ધારણ કરી મારો પતિ પરદેશ હોવાની વાત કરી. આ વાતથી એ ગામડામાં મને એક નાનું ઘર ભાડે મળી ગયુ અને હું એકાંતમાં દિવસ ગાળવા લાગી.

મને આઠમો મહિનો જતો હતો. એક દિવસ હું ફરવા ગઇ ત્યારે મારાથી થોડેક દુર એક ગૃહસ્થ માંદાની ગાડી ખેંચી જતો જણાયો. હું તેની નજીક જઇ પુગી. એજ વખતે પેલા ગૃહસ્થે પાછું જોયું. ઓ પ્રભુ ! તે મારો રેજીનાલ્ડ હતો અને માંદાની ગાડીમાં તેનો પિતા હતો. મને રેજીનાલ્ડે તરત ઓળખી, તે મારી પાસે દોડી આવ્યો. મારી હાલત તે તરત પારખી ગયો. અને મને શેકહેંડ કરી બોલ્યો. "ઓહ ! તું પરણી? મારા અભિનંદન! નહિ. નહિ. તું નથી પરણી..." મારો ભયભીત ચહેરો જોઇ તે સત્ય હકીકત કળી ગયો અને હું પાગલની પેઠે તેને છોડી નાસી ગઇ. રસ્તામાં મેં પાછું ફરીને જોયું શુધ્ધાં નહિ. ઘેર આવી હું ઓરડામાં ભરાઇ ગઇ ને પલંગ પર પડી છુટે મ્હોડે રોવા લાગી. રેજીનાલ્ડ આવવાથી મારા હૃદય પર સખત આઘાત થયો હતો. તેજ રાતે મને ચુંક આવવા

લાગી. મને અપાર વેદના થઇ. અને બીજે દિને રહવારે મેં એક પુત્રને જન્મ આપ્યો, હું માતા થઇ તેથી મને આનંદ થયો. પણ એ સુખ પણું મારા નસિબમાં ન્હોતું. મારો દીકરો બાર કલાકમાં મરી ગયો. મારા દુઃખમાં વધારો થયો અને હું દોઢ મહિના પછી હરતી ફરતી થઇ. હવે આ ગામ પર મને અભાવ આવ્યો. સર રેજીનાલ્ડ અથવા તેનો પુત્ર મને ફરી મળી જાય તો હું શું મ્હોડું બતાવીશ એ ખ્યાલથી હું ધ્રુજી રહી હતી. મેં હેસ્ટીંગ્સ છોડવાનો વિચાર કર્યો. પણ તેજ દહાડે રસ્તામાં મને રેજીનાલ્ડ મળી ગયો.

"રોઝ!"–તે મને ઉભી રાખી બોલ્યો: "તારી દશા જોઇ મને કેટલું દુઃખ થયું હતું તેનો તને ખ્યાલ પણ નહિ હોય."

"સાંભળો કેપટન હેરટેસ્કયુ!––" હું હીમ્મત રાખી વચ્ચે બોલી; "જો હું મારી કરમકથા કહીશ તો તમે માનશો નહિ. મારી સાથે ભયંકર દગાબાજી થઇ હતી. પણ તે તમે માનવાના નથી કેમકે એકવાર સ્ત્રી પતીત થયા પછી તેની જીંદગીજ બરબાદ થઇ જાય છે. એકવાર ભ્રષ્ટ થયલી સ્ત્રી તરફ બધાજ પુરૂષો કામી નજરે જુએ છે અને તે પવિત્ર રહેવા માટે ગમે તેટલા વલખાં મારે પણ પુરૂષો તેને જંપવા દેતા નથી."

"આ વખતે તું ગરીબીને લીધે તો ફસી પડી નહી હોય રોઝ! તું જાણે છે કે હું અને મારા પિતા તને સારે રસ્તે ચઢેલી જોવાને આતુર હતા."

"હા. હા. એ વાતજ ન કરો. હું પાગલ થઇ જઇશ. કેપ્ટન ફોરટેસ્ક્યુ! તમે મરદો તમારે માટે એટલો બધો ઉંચો ખ્યાલ રાખો છો કે કોઇ દગાબાજ એક લાચાર સ્ત્રીને દગાથી ભ્રષ્ટ કરે એ વાત તમે માનશોજ નહિ—"

આ વખતે વૃધ્ધ બેરોનેટે આશ્ચર્યદર્શક સ્વરે રેજીનાલ્ડને બુમ મારી. મેં જોયું કે થોડે દુર બીમારોની ગાડીમાં વૃધ્ધ બેરોનેટ હતો.

"સર રેજીનાલ્ડ પણ મને તદ્દન બંઠેલ અને ભ્રષ્ટ માને છે. જાઓ કેપ્ટન! જાઓ. મારો બચાવ કરવાની મારી કોશેષ નકામી છે. "આટલું કહી હું તેને છોડી ગઇ અને ત્વરીત વેગે ઘેર આવી.

"સદ્દગુણ?" હું બબડી. "હવે મારે પવિત્રતા અને સદ્દગુણનું કામજ શું છે? પવિત્ર રહેવાથી મને શું લાભ થયો?..." હું છેલ્લે પાટલે બેઠી અને નોકરને ગાડી લાવવાનો હુકમ કર્યો.

"મારે હવે સદ્દગુણની જરૂર નથી...મારે કરકસરની જરૂર નથી. હું ગમે તેમ પૈસા ઉડાવીશ–મનમાની મોજ કરીશ અને મારા પૈસા ખતમ થઇ જશે તો આ રૂપ અને જોબન જોઇએ તેટલા પૈસા લાવી આપશે. હું મુરખી બનીને આવા ગામડામાં કંજુસાઇથી રહેવા આવી! હું શહેરમાં રહીશ–ગાડી ઘોડે ફરીશ–દાસ દાસીપર હુકમ બજાવીશ અને ભલભલા શ્રીમંતોને મારી આંગળીના ઇસારા પર નચાવીશ. હવે એકવાર પતીત થઇચુકું તો એ પતીત દશાનો પુરો લ્હાવો ચાખી લેવામાંજ સાર છે..." આવા વિચાર કરતી હું આયના સામે

જઇ ઉભી. મારા ભુરા ચેસ્ટનટ જેવા વાળ મારા ખભાપર નાચતા હતા. આંખો મારકણી હતી. ચહેરા પર હજુ રાતી સુરખી હતી અને મારૂં વૃક્ષસ્થલ ભલભલા સંયમીને ચળાવે એવું વિકસીત થયું હતું. આયનામાંના મારા પ્રતિબિંબે મને ખાત્રી આપી કે હું મારી ખુબસુરતી ગજબનાક હતી.

"શું આ સૌન્દર્ય–આ જોબન દુનિયાદારીઓના ધિક્કારથી કરમાઇ જશે ? નહિ. નહિ. દુનિયા મને વેશ્યા કહે છે. તો ભલે. હવે હું વેશ્યાજ થઇશ અને વેશ્યાની પેઠે નિર્દયતાથી હું પુરૂષોને પાયમાલ કરીશ. ગરીબીમાં પવિત્ર રહ્યાથી મને દુનિયા માન આપતી નથી તો હવે હું વઠેલી વનિતા થઇને એજ દુનિયાને પાંદડે પાંદડે પાણી પાઇશ."

આવો નિશ્ચય કરી મારો સરસામાન ગાડીમાં નાખી હું બ્રાઇટન જવા નીકળી અને બે કલાકમાં બ્રાઇટનના એક હોટલમાં જઇ ઉતરી.

# પ્રકરણ ૨૪ મું.

## નવો આશક.

બ્રાઇટનની આ સીઝન ચાલતી હતી અને તેથી ત્યાં મને કોઇપણ શ્રીમંત ઉલ્લુ મળી જશે એવી ખાત્રી હતી. ત્યાં ગયા પછી બીજે દિને એક ઘૂંકડી ગાડી ભાડે કરી હું કીંગ્સ રોડ પર ફરવા નીકળી. અચાનક એક જણે મને હેટ ઉતારી નમન કર્યું અને મેં જ્યોર્જ બોમોંટને ઓળખ્યો. મેં ગાડી ઉભી રખાવી. તે મારી પાસે આવ્યો અને મને વ્હાલથી શેકહેંડ કરી. તેનો ચહેરો જોતાંજ હું સમજી ગઇ કે મારી મુર્તિ તેના જીગરમાંથી ભુંસાઇ ગઇ ન્હોતી. તે પોતે પણ ઘણો ખુબસુરત લાગતો હતો. તેણે મને ખબર આપી કે તે કેપટન કમાન્ડર થયો હતો અને અરધા પગારે રજા ગુજારવા બ્રાઇટન આવ્યો હતો.

"તમે એકલાં છો કે તમારા પિતા સાથે છે ?,, તેણે પુછ્યું.

"હું એકલીજ છું."

"તમારી તબીયત તદન સુધરી ગઇ છે."

"હા. હવે મારી તબીયત તદન સુધરી ગઇ છે."

"તમે ક્યાં ઉતર્યો છો ! તમે મને મળવા આવવાની રજા આપશો ?"

મેં તેને મારા હોટલનું નામ આપી કહ્યું. "જો સાંજે તમે નવરા હો તો ખુશીથી મને મળવા આવજો."

તેના ચહેરાપર આનંદ છવાયો અને નમન કરી તે વિદાય થયો.

સાંજે સાડા સાત વાગે તે હોટલમાં મારા રૂમમાં આવ્યો. હું તેના સત્કાર માટે બની ઠનીને બેઠી હતી. તે આવતાની સાથ મારી ખુબસુરતી જોઇ છક્ક થઇ ગયો.

"તમે આજે અજબ ખુબસુરત દેખાવ છો. તે બોલ્યો પણ તેનું વર્તન તદન માનભર્યું હતું. હજુ તે મને પવિત્ર કુમારીકાજ સમજતો હતો.

"તમે બ્રોડકાસ્ટ અચાનક છોડી ગયા તેથી મને દુઃખ થયું હતું."

"કેપટન બોમોંટ! હું તમને મળ્યા વિના બ્રોડકાસ્ટ છોડી ગઇ હતી તેમાં તમારોજ લાભ હતો."

"તમારા પર મને સંપુર્ણ વિશ્વાસ છે. મીસ લામ્બર્ટ! તમારા વિચારો બદલાયા છે કે નહિ તે હું જાણુતો નથી પણ મારૂં હૃદય હજુ તેવુંજ છે. એ વાત ફરીથી ઉપાડવાથી તમે ગુસ્સે તો ન થાઓને?"

"નહિ. તે વખતે હું વિવાહીત છું એમ મેં તમને માનવા દીધું હતું.—"

"ત્યારે શું તમે વિવાહીત નથી? તમે કોઇ બીજાને ચાહતાં નથી?" તેનો ચહેરો હર્ષથી ખીલી ઉઠયો.

"નહિ."

"તો મીસ લામ્બર્ટ ! હું ફરીથી તમારા પ્રેમની યાચના કરું છું. બ્રોડકાસ્ટમાં તમને મળ્યા પછી મારા પિતા એક કેસ જીત્યા છે અને તેથી અમે અરધા લાખના માલીક થયા છીએ. બોલો મીસ લામ્બર્ટ ! તમે મારા સદભાગ્યના ભાગીદાર થશો ?

"જ્યોર્જ !–"મેં કહ્યું. તમે મને તમારી પત્ની બનાવવા માગો છો અને હું ના પાડું છું."

ફરીથી તે નિરાશ થયો.

"મારી વાત સાંભળી લો–" મેં આગળ ચલાવ્યું. "તમે ઉદાર મનના ગ્રહસ્થ છો અને અને તમારી પત્ની તેવીજ ઉમદા અને મિત્ર હોવી જોઇએ.

"મિસ લામ્બર્ટ ! તમે બધા સદગુણ ધરાવોછો. હું તમને મારી પત્ની બનાવીને ખરેજ મગરૂર બનીશ."

નહિ. નહિ. કેપટન બોમોંટ ! હું પવિત્રતાની પૂતળી નથી. પણ નીતિને માર્ગેથી ગબડી પડેલી કમનસીબ સ્ત્રી છું.

તે વિચારમાં પડયો. ભવાં દાબીને તે મૌન રહયો અને પછી અચાનક ઉભો થઇ બોલ્યો: "નહિ વ્હાલી ! એ વાત સાચી નથી. તું મારી કસોટી કરે છે. તું ભ્રષ્ટ હોય ! બનેજ નહિ."

"જ્યોર્જ ! એ વાત તદન ખરી છે અને તેટલા માટે બબ્બે વાર મેં તમારો હાથ સ્વીકારવાની ના પાડી હતી."

"તું કોઇના દગાનો ભોગ થઇ હશે. જાણી જોઇને તું ભ્રષ્ટ થાય એ સંભવિત નથી."

"તમારી કલ્પના સાચી છે. હું ભયંકર દગાનો ભોગ થઇ હતી. તે પછી પવિત્રતાને પંથે જવાના મેં કસમ લીધા હતા અને બ્રોડ કાસ્ટમાં તમારા શિવાય કોઇ પણ પુરૂષ સાથે મેં વાત સુધ્ધાં કરી ન્હોતી."

"બસ કર! રોઝ! હું તને ચાહું છું. તારા શિવાય મારાથી જીવી શકાશે નહિ. તેં મારી પત્ની થવાની ના પાડી તેથી મારો પ્રેમ ઉલટો વધી ગયો છે. હું શું કરું? તારાથી જુદો પડું? નહિ. નહિ. રોઝ! હું તને મારી...નહિ. મારે જવુંજ જોઇએ. કહી તે મારા હાથ પર ચુમી લઇ બારણા તરફ વળ્યો. અચાનક કંઇ યાદ આવવાથી તે ઉભો રહી બોલ્યોઃ "રોઝ! હું તારો મિત્ર તો છું ને?"

"હા."

"તો મિત્ર તરિકે હું તારી કંઇ સેવા કરી શકું? તને જો પૈસા..."

"નહિ કેપટન! હમણાં મને પૈસાની જરૂર નથી."

"આહ! તારી ખુબસુરતી ગજબનાક છે." પોતાના આવેશ પર અંકુશ મેળવવામાં નિષ્ફળ થઇ તે બોલ્યોઃ હું તને આમ છોડી શકતો નથી. રોઝ વ્હાલી, રોઝ!..." તે મારી પાસે ઘુંટણીએ પડયોઃ "મને દુનિયાની નિંદાની પરવા નથી. હું ફરીથી પુર ગંભીરાઇથી તને પુછું છું. તું મારી પત્ની થશે?"

"નહિ જ્યોર્જ! હું તમારી પત્ની તો નહિ થાઉં પણ જો આપણે છુટા પડીએ તો તેમાં તમારોજ વાંક ગણાશે."

બીજી પળે તેણે મારા ગળામાં હાથ નાખી મને છાતી સરસી ચાંપી લીધી અને અમે એક બીજાને ચુંબન લેવા લાગ્યાં.

બીજેજ દિને અમે બ્રાઇટન છોડી લંડનના એક પરામાં રહેવા ગયાં. બોમોંટે એક સુંદર બંગલો ભાડે રાખ્યો. બંગલા પાસે એક તબેલો હતો તેમાં ઘોડા ગાડી હતા. નોકર ચાકરોમાં એક સઇસ, એક દરવાન અને બે દાસીઓ હતાં. આ બે દાસીમાંની એક ફ્રાન્સીસ હતી કે જે અગાઉ આલ્વનલી અને રેજીનાલ્ડને ત્યાં મારી નોકરીમાં હતી. ફ્રાન્સીસ મારી નોકરી છોડી પોતાની મા પાસે રહેવા ગઇ હતી પણ તે પછી તેની મા મરી જવાથી તેને ફરીથી નોકરીએ રહેવાની ફરજ પડી હતી. તે મને પાછી મળી ત્યારે તેના દેખાવ પરથીજ હું સમજી ગઇ કે તેણે આબરૂદાર જીંદગી ગાળી હતી. તે નોકરી વગરની હોવાથી મેં તરતજ તેને મારે ત્યાં રાખી લીધી હતી.

બોમોંટ મને ખરેખર ચાહતો હતો. તે ઉદાર અને માયાળુ હતો. કોઇ કોઇ વાર આર્થર બીજીસનું સ્મરણ થતાં મારાથી નિસાસા નખાઇ જતાં પણ એકંદરે હું બોમોંટના રહેવાસમાં સુખી હતી. હું મીસીસ બોમોંટને નામે ઓળખાતી હતી પણ અમારે ત્યાં તેના મરદ મિત્રો શિવાય બીજું કોઇ આવતું નહિ.

મહિનાઓ વહી ગયા. આ દરમિયાન ફ્રાન્સીસના વર્તનમાં મને કંઇક વિચિત્રતા જણાઇ. મારા પર તેની નજર ન હોય ત્યારે તે કંઇક ગણગણતી હતી. પણ હું તેની નજરે પડતાં તે તરતજ સાવધ થઇ જતી. વળી તે લંડનમાં કોઇ સગાને મળવા માટે વારંવાર રજા

માગતી હતી પણ તે મારાથી કંઇ છુપાવતી હશે એવો મને ખ્યાલ આવ્યો ન્હોતો.

એક દિવસ રાતે આઠેક વાગે હું બગીચામાં એક કુંજની નીચે બેઠી હતી. બોમેંટ બહાર ગયો હતો એવામાં મારે કાને ફ્રાન્સીસનો અવાજ આવ્યો. હું ચોંકી ને સાંભળવા લાગી.

"તમે અહિં શા માટે આવ્યા ?" ફ્રાન્સીસે ગભરાઇને પુછ્યું.

"તું કાલે તારા વચન પ્રમાણે મારે ત્યાં ન આવી તેથી." બીજી કોઇ બાઇએ જવાબ આપ્યો.

"હું વારંવાર રજા માગી શકતી નથી. તમે મારા પર જુલમ ગુજારો છો. જો તમે મને આમ સતાવશો તો મારી નોકરી જશે."

તારી નોકરી આવી ગઝાની છે તો તારે મને વધુ પૈસા આપવા જોઇએ."

"વધુ પૈસા ?–" ફ્રાન્સીસ હતાશ થઇ બોલી: "તમે મને તદન નીચોવી નાખી છે અને મારી ભલી શેઠાણીએ મને કપડાં આપ્યાં ન હોત તો વસ્ત્રો ખરીદવા જેટલા પણ મારી પાસે પૈસા નથી. યાદ રાખો, તમારે લીધે મારી એ નોકરી ગઇ છે."

"હું તારી નોકરી ગુમાવા માગતી નથી પણ મને પૈસા તો જોઇશેજ. તું મારા શકંજામાં છે. હું તારો ભેદ જાણું છું." પેલી સ્ત્રી નિર્દયતાથી બોલી.

"આહ ! જો ખરી વાત જાહેર થઇ જાય તો કેવું સારું—"

"ખરી વાત જહાનમમાં ગઇ. તું ગમે તે કહે પણ હું તારા જેવી જુવાન છોકરીઓને સારી રીતે ઓળખું છું. મને ભમાવવાની કોશીષ ના કર ફ્રાન્સીસ!"

"એટલે મોટેથી ના બોલો. મારા શેઠ કે શેઠાણી સાંભળી જશે."

"એ બધા બહાના છે. મને થોડા પૈસા આપ."

"મારી પાસે હમણાં કંઇ નથી. કાલે મારો પગાર થસે તેમાંથી થોડાક આપીશ."

"તારો પગાર ન્હોતો થયો તો પછી તેં ગઇ કાલનો વાયદો શા માટે કર્યો હતો?"

"તમે મને બહુ સતાવતા હતા તેથી. આહ! મેં કેટલો ભોગ આપ્યો છે..."

"વારૂ, વારૂ, જો કાલે પૈસા ન લાવી તો તારી વાત તું જાણે." કહી પેલી સ્ત્રી ચાલી ગઇ અને ફ્રાન્સીસ મને બગીચામાં ન જુવે તે માટે હું જલદી જલદી મારા રૂમમાં ચાલી ગઇ.

થોડીજ વારમાં જ્યોર્જ આવ્યો તેને મે ફ્રાન્સીસની બધી વાત કહી અને તેણે મને ચાલાકીથી ફ્રાન્સીસને શાનો ડર છે તે જાણી લેવાની સલાહ આપી. ફ્રાન્સીસ મારા શયનગૃહમાં આવી ત્યારે મેં તેની પાસે વાત છેડી. પણ તેણે વાત ઉડાવી દીધી. તે પછી જ્યોર્જ શયનગૃહમાં આવી બોલ્યોઃ

"વ્હાલી! મારે તારી છબી પડાવવી છે."

"જેવી તમારી મરજી! પણ જ્યેર્જ! મને છબી પડાવવાનો મોહ નથી."

"વ્હાલી ! હું સાચું કહું છું કે તું ઘણીજ ખુબસુરત છે. તારા જેવી મોહક સ્ત્રી મેં જોઇજ નથી."

"જ્યોર્જ ! તમારા મારા પરના પ્રેમને લીધેજ તમને એમ લાગે છે."

"નહિ. નહિ વ્હાલી ! જો—આયનામાં તું જ તારૂં વદન જો..." કહી તે મને આયના પાસે ખેંચી ગયો. આયનામાં નજર પડતાંજ મારાથી ચીસ પડાઇ ગઇ.

"શું છે ?"

"જુઓ, જુઓ, રસ્તા પરથી કોઇ બદમાસ જુએ છે. મેં આયનામાં તેનો ચહેરો જોયો—"

"નહિ. નહિ. તારો ભ્રમ હશે." બારીમાંથી રસ્તા પર નજર ફેંકી તેણે કહ્યું.

"નહિ જ્યોર્જ ! મારો ભ્રમ ન્હોતો."

"તો જે હશે તેને હું પુરો કરી નાખીશ." કહી જ્યોર્જ બહાર નિકળ્યો. થોડી વાર પછી તે પાછો ફર્યો. તેણે મને કહ્યું કે મારી વાત સાચી હતી કેમકે બગીચામાં કોઇના પગલા પડેલાં હતા.

"આપણે ચેતી ગયા. તેથી બદમાસ નાસી ગયેલો હોવો જોઇએ."

"પણ ફ્રાન્સીસ ભેદી રીતે વર્તી તેજ દિને આ બનાવ બન્યો..."

"ફ્રાન્સીસને ને આ બનાવને શો સંબંધ ! એ બિચારી કોઇની જાળમાં ફસી પડી હશે."

આખરે અમે એવા ઠરાવ પર આવ્યા કે ફ્રાન્સીસ બીજે દિને પગાર લઇને બ્હાર જાય ત્યારે જ્યોર્જે છુપી રીતે તેની પાછળ પડવું. અને તે ક્યાં જાય છે તે જાણી લેવું.

# પ્રકરણ ૨૫ મું.

## ચિત્રકારને ત્યાં.

બીજે દિને સ્હવારે હું ફરવા ગઇ. અમારો બંગલો હાઇબારીથી થોડે દૂર હતો અને તેની પાસે ખેતરો આવેલાં હતાં. પ્રભાતના ફરવા જવાનો મને શોખ હતો. શિતળ હવાથી—સુર્ય કિરણોના પ્રભાવે મારો ઉત્સાહ વધ્યો. હું ખેતરોમાંથી પસાર થતી એક નાની-એકાંત ગલીમાં જઇ પહોંચી. અચાનક મારી પાછળ ઘોડાના પગલાંનો અવાજ સંભળાયો. ગલી તદ્દન નાની હતી અને ઘોડો એવા જોસથી આવતો હતો કે હું ભયથી ગલીને નાકે ઉભી રહી. બરાબર તેજ જગાએ ઘોડેસ્વારે પોતાનો ઘોડો ઉભો રાખ્યો. મેં ભયથી ચીસ પાડી હું બીજીજ પળે ઘોડેસ્વારે મને ઉંચકી લીધી. અને મારા ભારી ગભરાટ વચ્ચે મેં બદમાસ ટોબી ગ્રેસનને ઓળખી લીધો મારાથી બીજી ચીસ પડાઇ ગઇ.

"ચુપ રહે નહિ તો તારૂં ગળું કાઢી નાખીશ." તેણે મને ધમકી આપી. તેણે એક હાથ મારી કમરપર રાખ્યો હતો અને બીજા હાથમાં તેણે મને પીસ્તોલ બતાવી. હું ભયથી થથરી ગઇ—મારે શરીરે પસીનો છુટયો અને મૃત્યુના ભયથી હું બેભાન થઇ ગઇ.

હું શુધ્ધીમાં આવી ત્યારે હું એક ઝાડની નીચે પડી હતી. ટોબીનો ઘોડો પાસેના ખેતરમાં ચરતો હતો અને તે બદમાસ મારી પાસે બેઠો હતો. તે મને કામી આંખે જોઇ રહયો હતો. શુધ્ધિમાં આવતાંજ હું ઉભી થઇ. આસપાસ નજર કરતાં કોઇ ન જણાયું.

અરધો માઈલ દુર એક ઘર હતું. મદદ મળવાની આશા ન્હોતી છતાં આકાશ ફાટી જાય એવી મેં ચીસ પાડી. બીજી પળે ફરીથી પોતાના લોખંડી હાથે પકડી મારા કપાળ સામે પિસ્તોલ તાકી અને મને નીચે બેસવાની ફરજ પાડી,

"તારે જોઈએ તે લઇ લે. પણ મને જવાદે." મેં તે બદમાસને અરજ કરી.

"હા. હા. હું તારા પૈસા ને દાગીના માગું એવો નથી હું. પણ તે પહેલાં મને તારા અમીભર્યા ઓઠ પરનો પ્રેમ રસ પીવાદે.. આહ! તું દિન પર દિન વધુ ને વધુ ખુબસુરત થતી જાય છે."

"ખુદાને ખાતર મને જવા દે." કહી હું બીજી ચીસ પાડવાની અણીપર હતી પણ પીસ્તોલની અણી મારા કપાળ પર લાગવાથી હું અટકી. આહ! મને જવાદે–મને જવાદે–જો મારા દાગીનાથી તને તને સંતોષ ન થતો હોય તો તું કહે ત્યાં હું તને બીજા પૈસા મોકલી આપીશ–"

"એમ! ને સાથે થોડા કોન્સટેબલ પણ મોકલશે--ખરૂંને?" તે કરૂર હાસ્ય કરી બોલ્યો. "નહિ, મીસ રોઝ! હું એવી મુર્ખાઇ કરતો નથી. હું મારા હાથમાં આવેલા પંખેરાને છોડતો નથી."

"ઓ પ્રભુ! મારૂં શું થશે?"

"તારૂં શું થશે? હું તારા જેવી ખુબસુરત રમણીને મારી નાખું એવો દુષ્ટ નથી. હું તારા જોબનનો લ્હાવો લેવા માગું છું." તેનો ચહેરો વાસનાના પ્રાબલ્યથી ભયાનક થઇ ગયો. મેં ફરી આસપાસ નજર કરી પણ કોઇ દેખાયું નહિ.

"રોઝ! મેં તને છેલ્લી જોઇ તે પછી તું જરા જાડી થઇ છે. પણ તેથી તારી મોહકતા ઓર વધી છે. કાલે રાતે મેં તારા સયન-ગ્રહના આયનામાં તારૂં પ્રતિબિંબ જોયું ત્યારે તારા ભરાઉ પીન પયોધર જોઇને હું પાગલ થઇ ગયો હતો..."

"આહ!–" હું બબડી. ગઇ રાતે મારા ઘરમાં હું ગભરાઇ ગઇ હતી તેનો ભેદ હવે ખુલ્લો થયો. આ બદમાસે મને અર્ધ નગ્નાવસ્થામાં જોઇ હતી એ ખ્યાલથી મારી શરમનો પાર રહયો નહિ.

"હા—તેં આયનામાં મારોજ ચહેરો જોયો હતો." તે ફરીથી હસીને બોલ્યો. "હું ભીખારીના વેશમાં તારો બંગલો જોઇ ગયો હતો. કેપટન બોમોંટ તારો આશક છે તેની મને ખબર હતી. પણ ગઇ રાતે તે ત્યાં હશે એવી મેં આશા રાખી ન્હોતી. ભલે, મને ચોરી કરવાની તક ન મળી તો કંઇ નહિ—તારૂં સૌન્દર્ય જોવાની તક મળી તેટલુંજ બસ છે."

"બદમાસ!–" હું ચીસ પાડી ઉભી થઇ.

"હવે નખરાં બતાવે." તેણે મારો હાથ પકડયો હું તેની સામે થઇ પણ તેણે મારી ખુબસુરતી બગાડી નાખવાની ધમકી આપી. હું બીકની મારી નીચે બેઠી.

"મેં તને મારી બનાવવાનો નિશ્ચય કર્યો છે."

"બસ કર–" આ સમયે તે જરા બેદરકારીથી બેઠો હતો એટલે વીજળીક વેગે મેં તેની પીસ્તોલ ઝડપી લીધી અને તેના માથા

સામે પીસ્તોલ તાકી હું બરાડી." જો જરા પણ આગળ આવ્યો તો હું ગોળી છોડીશ."

તે મુંઝાયો. મેં છેલ્લે પાટલે બેઠી હતી. આજ વખતે બે ઘોડેસ્વાર આવતા જણાયા.

"જો સામેથી બે સવાર આવે છે. તારા ઘોડા પર બેસી પલાયન થઇ જા ; નહિ તો તારા બાર વાગી જશે."

ટોબી લાચાર થયો. તે દાંત કચકચાવતો ઘોડાપર સવાર થયા અને જતાં જતાં બોલ્યો. રોઝ મેં તને જોઇ લઇશ."

ટોબી સાથની ઝપાઝપીમાં મારા વાળ વીખરાઇ ગયા હતા. ઝાડ નીચે ઉભા રહીને મેં મારા વાળ સમાર્યા અને મેં ઘેર જવા નીકળી, એવામાં એક ભાડાની ગાડી ત્યાં આવી પહોંચી અને મેં સલામત ઘેર જઇ પુગી.

જ્યોર્જને મેં મારા પરાક્રમની વાત કરી ત્યારે તે ટોબી પર ગુસ્સે થઇ ગયો અને મારી બહાદુરીની તારીફ કરવા લાગ્યો. ફ્રાન્સીસ વિષે તેણે મને ખબર આપી કે તે ફ્રાન્સીસની પાછળ સોનરસ ટાઉનમાં ગયો હતો પણ રસ્તામાં લોકોના ટોળાં હોવાથી તે ફ્રાન્સીસને ચુકી ગયો હતો. આથી સંજોગોપર આધાર રાખી અમે મૌન રહ્યા.

બે ત્રણ દિવસ પછી જ્યોર્જ મારી છબી પડાવવા માટે ચિત્રકારને ત્યાં જવા વ્યવસ્થા કરી મેં બનુ વસ્ત્રો પહેર્યાં—મારા હાથ ખુલ્લા હતા અને તે સુંદર બ્રેસલેટથી શોભતા હતા. મારા વાળના મોહક

ચુમ્બા પાડયા હતા. ઓમોંટ મારી ખુબસુરતો જોઇ ખુશ ખુશ થઇ ગયો.

અમે ચિત્રકાર મોં. ડેલનસીને ત્યાં ગાડીમાં ગયા. તેના સ્ટુડીઓમાં જાત જાતના ચિત્રો હતા. ડેલનસી મને જોઇને ખુશી થયો. તેણે મને બે કલાક બેસવાની વિનંતી કરી અને જ્યોર્જને કાઇને મળવા જવાનું હોવાથી તે બહાર ગયો.

ડેલનસી મારી છબી ચીતરતો હતો એવામાં નોકરે મારશ્યોનેસ ઓફ સડબરી અને લેડી લ્યુસીઆ કાલથોર્પના આગમનની ખબર આપી. બારણા પાછળ મારી પીઠ હતી. ચિત્રકાર તે ઉમરાવજાદીઓને આવકાર આપવા દોડી ગયો અને હું શાંત થઇ બેસી રહી.

"અમે ધાર્યું હતું કે તમે એકલાજ હશો મોં. ડેલનસી!" મારશ્યોનેસ અંદર આવતાં બોલી. મારી ભત્રીજી પોતાની છબી ચીતરાવવા માગે છે."

"હું ઘણોજ દિલગીર છું." મારશ્યોનેસ! પણ આજે હું કામમાં રોકાયેલો છું."

"હમણાં તમે આ બાનુની સબી ચીતરો છો?"

"મેં એક કલાકથીજ કામ શરૂ કર્યું છે."

મારશ્યોનેસ મારા પાસેથી પસાર થઇ ગઇ. તે મને ઓળખતી ન્હોતી પણ લેડી લ્યુસી મને જોતાં ધિક્કારથી લાલ લાલ થઇ ગઇ.

"મોં. ડેલનસી! તમે હંમેશા સુંદર મોડલ પસંદ કરો છો. કહી

મારશ્યોનેસ મારો ચહેરો જોઇ રહી. તે મારી સાથે વાતે વળગવાને આતુર જણાઇ. પણ લ્યુસીને તે ગમ્યું નહિ.

"ચાલો, ફ્રાંક! આપણે મોં. ડેલનસીને ખોટી કરીએ છીએ."

"તને એટલી બધી શી ઉતાવળ ને?"

"મારે હજુ ઘણી ખરીદી કરવી છે. મારી છબી મોં. ડેલનસી તદન નવરા થશે પછી પડાવીશું."

"એમ તો કદિ બનશે નહિ." ચિત્રકાર બોલ્યો. "તમારા જેવાની કૃપાથી હું હંમેશ રોકાયલો રહું છું. મીસીસ બોમોંટની છબી બે ત્રણ દિવસમાં પુરી થશે."

"તો આ બાનુની છબી ચીતરાયા પછી તમે લ્યુસીને "સીટીંગ આપજો." મારશ્યોનેસ બોલી. "મોં. ડેલનસી! હવે મારે હેનીબલ આલ્પસ પર્વત પર ચઢે છે તે ચિત્ર જોવું છે."

"ભલે–મારી સાથે ચાલો." ચિત્રકાર બારણું ઉઘાડી બોલ્યો.

"મેં તેટલીવાર અહિં થોભીશ." લ્યુસીએ કહ્યું. ચિત્રકાર મારશ્યોનેસ સાથે બીજા રૂમમાં ગયો અને લ્યુસી મારી સામે આવી ધિક્કારભરી નજરે મને જોઇ રહી.

"હં! ત્યારે એકવારના મીસીસ વીબ્રટન હવે મીસીસ બોમોંટ થવા છે–ખરૂં!" તે ભયંકર વ્યંગથી બોલી.

"તમે મને અહિં ખુલ્લી પાડવાની હિમ્મત કરશો તો હું તમારા પર જાલુન વેર લઇશ."

"હું જાણું છું કે તું મારી કટ્ટી દુશ્મન છે."

"જો તમે રીવરડેલમાં મારી સાથે અપમાનભર્યું વર્તન ચલાવ્યું ન હોત તો કદાચ કેપ્ટન હોરટેરકયુ સાથના તમારા લગ્નમાં હું વિઘ્ન નાખત નહિ."

હું તેટલાજ ધિક્કારથી બોલી: "પણ નહિ. ગમે તેમ થાતો પણ મેં કેપ્ટન સાથના તમારા લગ્ન તોડાવી નાખ્યાજ હોત"

"હવે તારૂં વેર વળી રહ્યું ને? હવે તો તું મને ઇજા નહિ કરે ને?"

"તમને જાણી જોઇને નુકસાન કરવાની મારી ઇચ્છા નથી. આપણે તદ્દન અજાણ્યા પેઠે વર્તીશું. મને તમારી દોસ્તીની પરવા નથી. તમારા ધિક્કારથી હું ડરતી નથી. પણ જો તમો જાહેરમાં મારૂં અપમાન કરશો..."

આ વખતે મારક્વોનેસ ચિત્રકાર સાથે પાછી આવી અને લ્યુસીને મારી સાથે વાત કરતી જોઇ હસીને બોલી: "ઓહ! તું મીસીસ બોમોંટ સાથે વાત કરવાને અહિં રહી હતી કે? આવી ખુબસુરત પત્નીના પતિ થવા માટે કેપ્ટન બોમોંટ ખરેજ મગરૂરી લઇ શકશે."

"હવે ફોઇ! આપણે વિદાય થઇએ તો સારૂં." લ્યુસી મક્કમતાથી બોલી. પણ તેજ પળે દ્વાર ખુલી ગયા અને હોરેસ રોકીંગહામ અંદર આવી ઉભો.

કાળો નાગ ડંખ્યો હોય તેમ એ બદમાસને જોઇ હું ચમકી. લેડી લ્યુસી દુઃખભર્યા આવેશથી હાંફવા લાગી મારક્વોનેસ પણ મુંઝાઇ કારણ કે હોરેસ એક વાર તેનો ભત્રીજો જમાઇ થવાનો હતો.

"આહ ! કેવો સુંદર મેળાવડો !" તે આસપાસ પોતાની દુષ્ટ નજર ફેંકી બોલ્યો "બાઇ લેડી !" ધીમેથી તેણે મારસ્યોનેસને ઉદ્દેશી: "હું તમારો જમાઇ ન થયો તે માટે તમે ખુશખુશ થઇ ગયા છો તે હું જાણું છું. લેડી લ્યુસીઆ ! તમે તમારા સેવકને તો ઓળખતાંજ હશો..." હવે તે મારા તરફ ફર્યો અને નમન કરી બોલ્યો: "આહ ! રોઝા લામ્બર્ટ ! અનેક આશકોની માશુક-છબી પડાવવા માટે આવા સુંદર વસ્ત્રોમાં......"

"રોઝા લામ્બર્ટ ?" મારસ્યોનેસે ચીસ પાડી:" શું ? મીસીસ બોમોંટ ?—"

આહ ! હવે તું મીસીસ બોમોંટ થઇ ગઇ છે કે !" હોરેસ કરર સ્વરે બોલ્યો: "શાબાશ ! એણે લગ્નની વીંટી પણ પહેરી છે. પણ મારી ખાત્રી છે કે એ કોઇની રખાત છે..."

આજ પળે તેના પર બોમોંટનો લોખંડી મુકકો પડયો અને તે બદમાસ ગાલીચા પર તુટી પડયો. આ ધમાલ જોઇ મારસ્યોનેશ ઝડપથી લ્યુસી સાથે બહાર નીકળી ગઇ.

"આનો અર્થ શો ?" ચિત્રકાર જે અત્યાર સુધી સ્તબ્ધ ઉભો રહયો હતો.

"એક અબળાનું અપમાન કરનાર આ બદમાસ કુતો કોણ છે ?" જ્યોર્જ બોમોંટ ગુસ્સાથી લાલપીળો થઇ હોરેસ તરફ હાથ લંબાવી બોલ્યો. હોરેસ ગલીચા પરથી માથું પંપારતો ઉભો થતો હતો.

"એ મારી પીછાનના છે પણ મારે કહેવું જોઇએ કે આ પ્રસંગે તે ગૃહસ્થ પેઠે વર્ત્યો નથી."

"હું તમારી સામે કાયદાસર પગલાં લઇશ." હોરેસે બોમોંટને કહ્યું.

"કાળું કર અને તારાથી થાય તે કરી લેજે." બોમોંટ ધિક્કારથી બોલ્યો.

"ચાલ, રોકીંગહામ ? બસ કર–" કહી ચિત્રકાર હોરેસને રૂમની બહાર ઘસડી ગયો.

"વ્હાલી રોઝ ! આ શી ધમાલ છે ?" જ્યોર્જે મારી પાસે આવી વહાલથી પુછ્યું.

"જ્યોર્જ ! આ બદમાસ હોરેસજ મારી પાયમાલીનું મુળ છે. મારૂં કૌમાર ભ્રષ્ટ કર્યા પછી એ મારો કટો દુશ્મન થઇ બેઠો છે."

"શાંત થા–મેં તેને પુરતી સજા કરી છે."

"હા. વ્હાલા ! પણ આ અપમાન ? તમે હવે મારાથી શરમાશો નહિ ?"

"નહિ. કારણ કે તેં મને જરા પણ છેતર્યો નથી."

આ વખતે ચિત્રકાર પાછો ફર્યો. હોરેસ રોકીંગહામે થોડી મીનીટમાં તેના કાનમાં પુરતું ઝેર રેડ્યું હતું.

"કેપટન બોમેટ ! તમે આ બાનુને મારે ત્યાં લાવ્યા તે માટે હું દિલગીર છું. તમે એમની તમારાં પત્ની તરીકે ઓળખાણ કરાવી હતી અને મેં તમારો બોલ સાચો માન્યો હતો. તમે જાણતાજ હશો કે મારે ત્યાં ખાનદાનમાં ખાનદાન સ્ત્રી પુરૂષો આવે છે–" ચિત્રકાર બોલ્યો.

"મોં. ડેલનસી! તમારે ત્યાં આવતા ખાનદાનમાં ખાનદાન સ્ત્રી પુરૂષો પાસેથી જો તમે તેમની પવિત્રતા વિષેના પ્રતિજ્ઞા પત્રક માગશો તો તમે બહુ થોડી છબી ચીતરી શકશો." બોમોંટે ગુસ્સાથી જવાબ વાળ્યો.

"તે જોવાનું મારૂં કામ છે. પણ આ બાનુની છબી ચીતરવાની હું ના પાડું છું."

હવે ત્યાં થોભવાની જરૂરજ ન્હોતી એટલે જ્યોર્જ મને લઇ ઘેર આવ્યો.

---

# પ્રકરણ ૨૬ મુ.

## કોનું બાળક?

પંદર દિવસ વહી ગયા. મે મહિનો પુરો થવા આવ્યો હતો એક દિવસ રાતે નવેક વાગે હું અને જ્યોર્જ બહારથી ફરીને ઘેર આવતાં હતાં એવામાં અચાનક બગીચાના દરવાજા પાસેથી અમારે કાને અવાજ સંભળાયો.

"સાંભળજે; નહિ તો તારી વાત પુરું જાણે."

"પેલી બાઇ!" મેં જ્યોર્જના કાનમાં કહ્યું અને મેં કઇ બાઇ વિષે ઇસ રો કર્યો હતો તે તે સમજી ગયો.

"મારા શેઠ શેઠાણી આવ્યા ફ્રાન્સીસનો ભયભીત અવાજ આવ્યો, પેલી બાઇ દરવાજો છોડી રસ્તે નીકળી અને ફ્રાન્સીસ ઝડપથી બંગલામાં ચાલી ગઇ.

"ઉભા રહો!" જ્યોર્જ પેલી બાઇને રસ્તામાં ઉભી રાખી સખતાઇથી બોલ્યો. "તમે મારી દાસી સાથે વાત કરતાં હતાં?"

"હું? નહિ—નહિ સાહેબ!" તે બાઇ જરા ગભરાઇ.

"હું એનો અવાજ અવાખુ ઓળખું છું. એ તેજ બાઇ છે. હમણાં એ જુઠું બોલે છે." મેં જ્યોર્જને કહ્યું.

"હું મેમ! નહિ-નહિ. તમારી ભુલ થાય છે." તે બાઇ પાછી બોલી. તે ગમે તેમ કરીને છટકી જવાને આતુર હતી.

"ગમે તેમ હોય પણ એ વિષે તપાસ કરવી પડશે." કેપ્ટન આખાતાઇથી બોલ્યો. મારી સાથે બંગલામાં ચલો."

"હું નથી આવવાની." પેલી બાઇ ઉધ્ધત થઇ. "મને પકડવાનું વોરંટ નથી."

"તેં મારી દાસીને ધમકી આપી છે." કેપ્ટને સતાદર્શક અવાજે કહ્યું. "જો મારી દાસી ચોક્કસ કામ નહિ કરે તો તેને પાયમાલ કરવાની તેં ધમકી આપી છે તે માટે તેની હાજરીમાં તારે ખુલાસો કરવો પડશે. જો તું મારી સાથે આવવાની ના પાડશે તો હું તને પોલીસને સ્વાધીન કરીશ કેમકે તું મારી દાસી પાસે બળજબરીથી પૈસા પડાવે છે એવી મારી ખાત્રી થઇ છે."

તે બાઇ હવે ગભરાઇ. અને તે તેને જવા દેવાની અરજ કરવા લાગી. પણ બોમોંટ મક્કમ હતો. તેણે તેને બંગલામાં આવવાની ફરજ પાડી. દિવાનખાનામાં અગાઉથી જઇ મેં ફ્રાન્સીસને બોલાવી ધીમેથી કહ્યું. "પેલી બાઇને તને ધમકી આપતી અમે સાંભળી છે માટે જે હોય તે સાચું કહી દેજે."

"ઓહ મેમ! વાત આટલે સુધી આવી છે તો હું સાચે સાચું કહીશ; પણ તમે મને માનશો નહિ."

"તારી વાત સાચી હોય તો હું શામાટે ન માનું?"

"કેમકે મારી વાત સાચી લાગે એવી નથી. પ્રભુ જાણે છે કે હું સાચું જ કહીશ પણ મારો એકરાર એવો વિચિત્ર અને અસાધારણ છે કે તમે મારી વાત જુઠી અને બનાવટી માનશો."

"નકામી ના ગભરા. જો તું કોઇ હતભાગ્યનો ભોગ પડી હશે તો અમે તારી દયા ખાઇશું."

આ વખતે જ્યોર્જ પેલી બાઇ સાથે દિવાનખાનામાં આવ્યો.

"તમે જે વાત કરો તે સંભાળીને કરજો; નહિ તો તમારે માટે મામલો ગંભીર થશે. ફ્રાન્સીસે રૂબરૂ વાત કહી દેવાનું કબુલ કર્યું છે." મેં પેલી બાઇ તરફ જોઇ કહ્યું.

"અને તમે એની વાત માનશો તો મુરખ બનશો–" તે બાઇ ઉદ્ધતાઇથી બોલી.

"રોઝ!" જ્યોર્જે મને સંબોધીને કહ્યું. "આ બાઇ ફ્રાન્સીસને ડરાવવાની કોશેષ કરશે માટે તું ફ્રાન્સીસને બાજુના રૂમમાં લઇ જઇ એની વાત સાંભળી લે. એટલી વાર આ બાઇને અહિં થોભવું પડશે." એમ કહી તેણે પેલી બાઇને એક ખુરશીપર બેસવાનો હુકમ કર્યો અને હું ફ્રાન્સીસને લઇ બીજા ઓરડામાં ગઇ.

પેલી બાઇની નજરથી દુર થવાથી ફ્રાન્સીસના દીલને ટાઢક વળી તેને હિમ્મત પણ આવી અને તેણે પોતાની કરમ કથા મને કહેવા માંડી.

"મેડમ! તમને ખબર છે કે આજથી અઢી વર્ષ પહેલાં તમારી નોકરી છોડી હું મારી મા સાથે રહેવા ગઇ હતી. મારી મા વિધવા હતી અને ધોબણનો ધંધો કરી ગુજરાન કરતી. હું મારા પગારમાંથી હંમેશા તેને પૈસા મોકલતી હતી. હું મારી માની એકનીએક દીકરી હતી. મને જોઇ તે રાજી રાજી થઇ ગઇ. મેં ગામના લોકોના કપડાં

શીવવા માંડયા. થોડા મહિના ઠીકઠાક ચાલ્યા પછી મારી મા માંદી પડી. તે સાજી થઇ ત્યારે તદ્દન નબળી પડી ગઇ હતી. ડૉક્ટરે તેને કામ કરવાની મના કરી. એવામાં એક શ્રીમંત બાઇ અમારે ત્યાં આવી. તેણે અમારી વાત કર્યા પછી તેણે અમારી સંભાળમાં એક બાળક મુકવાની મરજી બતાવી..."

"છોકરો કે છોકરી?" મેં તરત પુછ્યું.

"છોકરી મેમ! તે બાઇએ કહ્યું કે એક નાની છોકરીને હંમેશને માટે રાખી લેવા માટે તે અમને દર વરસે ૪૦ પાઉંડ આપશે. દર ત્રણ મહિને દશ દશ પાઉંડ આપવાની તેણે સરત કરી અને છોકરીની ઉમ્મર વધતાં તેને માટેનો ખર્ચ પણ વધારી આપવા કહ્યું. અમે આ વાત માન્ય રાખી અને થોડા દહાડા પછી તે બાઇ આઠ દશ મહિનાની છોકરી લઇ આવી–"

"તેનું નામ?"

"જેમીમા માલર!" ફ્રાન્સીસે કહ્યું." તેના કપડાંપર એજ નામની સહી હતી.

"એ છોકરી આપી જનાર બાઇ કેવી હતી?"

"તે કોઇ અમીરજાદીની દાસી જેવી લાગતી હતી. તે ૨૯–૩૦ વર્ષની હતી—તેનો ચહેરો ખુબસુરત ન્હોતો પણ ગંભીર અને શોકગ્રસ્ત હતો. તેનાં વસ્ત્રો સ્વચ્છ હતાં."

"તેના ડાબા ગાલપર કાનની પાસે કાળો તલ હતો?"

"હા. હા. મેડમ!" ફ્રાન્સીસ અજાયબ થઇ. "આહ! હવે તમે મારી વાત માનશો."

"હું તારી વાત માનું છું ફ્રાન્સીસ!"

"તે બાઇ પહેલા ત્રણ મહિનાના દશ પાઊંડ આપી ચાલી ગઇ. ને પછી બે મહિના વહી ગયા. એટલામાં અમે જેમીને ચાહતાં થઇ ગયાં હતા. એ છોકરી ઘણી રમતીઆળ હતી અને તેના માબાપે તેને તજી દીધેલી હોવાથી અમને તેની દયા આવી હતી બે મહિના પછી મારી મા ન્યુમોનીઆથી પટકાઇ અને દશ દિવસમાં સ્વર્ગે સીધાવી–" ફ્રાન્સીસ માતાનું મરણ યાદ કરી રડવા લાગી.

"મારી સ્થિતિ હવે કફોડી થઇ ફ્ઇ." થોડીવાર પછી તેણે પોતાની વાત આગળ ચલાવી. "જેમી હમણાં હમણાંજ ઉભો થતાં શીખો હતો. પણ તેને એકલી છોડી મારાથી બહાર જવાય તેમ ન્હોતું. મારી માની માંદગી અને મરણક્રિયાપાછળ મારા બધા પૈસા ખરચાઇ ગયા હતા પણ જેમીના માતપિતા તરફથી બીજો હફતો મળવાનો સમય આવી લાગ્યો હતો. અફસોસ! આફત એકલી આવતી નથી. મારી મા મરી ગયા પછી આમના નિંદાખોરોએ એવી વાત ઉડાડી કે જેમી ખરેખર મારીજ દીકરી છે. લંડનમાં હું છુપી રીતે પ્રેમમા પડવાથી ગભવતી થઇ હતી અને જેમી અમને સોંપવામાં આવી હતી તે વાત તદન ખોટી છે એવી વાતો થવા લાગી. આ વાત ફેલાતાં જે આબરૂદાર કુટુંબોમાંથી મને સીવવાનું કામ મળતુ હતું તે બંધ થયું. હું રડી–મારાપર ખોટો આરોપ મુકવા સામે મે

વાંધો ઉઠાવ્યો. પણ લોકનિંદાએ મને કચડી નાખી અને રોજી સાથે મારી આબરૂ પણ ગઇ. આવી લાચાર હાલતમાં પણ હું હિમ્મત હારી નહિ. લોકો થોડા દહાડા પછી ચુપ થઇ જશે અને તે દરમિયાન જેમીના માબાપ તરફના હફતાથી અમારૂં પોષણ થશે. પણ બીજો હફતો આવ્યોજ નહિ. દિવસો અને મહિનાઓ વહી ગયા ત્યારેજ મારી ખાત્રી થઇ કે પેલી બાઇ અમને છેતરી ગઇ હતી. મારે માથે કરજ ચઢી ગયું હતું. માગનારાના તગાદા વધી પડયા. અંતે મારાપર ડીક્રી થઇ અને ફરનીચર વિગેરે વેચી નાખી માગનારાનું કરજ ચુકવતાં મારી પાસે પંદર શીલીંગ રહી..."

"અરે રામ રામ!" હું બબડી.

"મારા ગામમાં મીસીસ સ્ટરલીંગ નામે એક ગરીબ વિધવા રહેતી હતી. હું એને આબરૂદાર માનતી હતી. મેં તેને જેમીની સઘળી હકીકત કહી એ છોકરી તેને ઘેર રાખવાની અને મને નોકરી જવા દેવાની સુચના કરી. જો મારે નામે જેમીને માટે કંઇ પૈસા આવે તો તે લેવાની મેં મીસીસ સ્ટરલીંગને સતા આપી; પણ જો કંઇ પૈસા ન આવે તો મારા પગારમાંથી જેમીના ખર્ચ જેટલા પૈસા આપવાનું મેં વચન આપ્યું.

મીસીસ સ્ટરલીંગે જેમીને રાખવાની હા પાડી. મારી પંદર શીલીંગમાંથી મેં તેને દશ સીલીંગ આપી અને ગામમાં મારી આબરૂ ગયલી હોવાથી નોકરી મળવાનો સંભવ નહોતો માટે હું લંડન આવી. મારી પાસે એકજ શીલીંગ હતી. પણ ઇશ્વર મને ભુલી ગયો નહિ. મારી

આગથી શેઠાણીએ મને તરત નોકરી રાખી લીધી. આ વાતની મેં મીસીસ સ્ટરલીંગને ખબર આપી અને મારો પગાર થતાં મેં તેને થોડાક પૈસા મોકલ્યા. પણ હવેજ મને તેની ખરી જાત જણાઇ. તેણે વારંવાર પત્ર લખી પૈસા માગવા માંડયા અને કેટેક મહિના પછી તે પોતેજ લંડન આવી પુગી. તે સ્વાર્થી અને બાહુતી હતી તેની હવે મને ખાત્રી થઇ ગઇ. તેણે મને ધમકી આપી કે જેમી મારીજ દીકરી છે, મારી માએ તેને એ વાત ખાનગીમાં કરી હતી, હું પારકાની દીકરીની સંભાળ રાખું એટલી પરમાર્થી નથી વિગેરે વાતો કરી તે મને ડરાવવા લાગી. સંજોગો મારી વિરૂધ્ધ હતા. તેની ધમકીથી મારી નોકરી જવાનો ભય હતો તેથી હું તેને શરણે થઇ. તે લંડનમાં સોમર્સ ટાઉનમાં ખોલી ભાડે લઇ રહી. ત્યાર પછી તેણે પૈસા મેળવવા માટે મને નિર્દય રીતે સતાવી છે. તે મારી શેઠાણીને ત્યાં વારંવાર આવવા લાગી અને અંતે મેં તે નોકરી ગુમાવી. મારા પગારનો ત્રીજો ભાગ આપી દેવા છતાં એ મને સતાવતીજ રહી. જેમ તેમ મેં બીજી નોકરી મેળવી અને તે પણ એને પાપેજ ગઇ. આખરે હું આપઘાત કરવાના વિચાર પર આવી એવામાં તમે મને મળી ગયા..."

"આટલા વખતમાં જેમીની માએ તને કંઇજ મોકલ્યું નથી ?"

"નહિ મેડમ ! હું કસમથી કહું છું કે તેણે એક પાઇ પણ મોકલી નથી. આવી નિર્દય માતા પણ હસ્તી ધરાવતી હશે તે મને અનુભવથીજ જણાયું."

"ફરાન્સીસ! તારી વાત હું માનું છું. મને તારી દયા આવે છે. આજ પછી તને જેમી માટે કોઇ સતાવી શકશે નહિ. સારે નસિબે હું જેમીની માને પણ ઓળખું છું." હું તેને દિલાસો દીધો.

"શું બોલો છો? ખરેખર, તમે જેમીની માને ઓળખો છો?"

"હા. તે એક શ્રીમંત ઉમરાવજાદી છે. એ અભિમાની અમીરજાદીને તેની હરામની દીકરીનું પોષણ કરવાની આપણે ફરજ પાડીશું તે પહેલાં મીસીસ સ્ટરલીંગને દુર કરવાની જરૂર છે."

હવે અમે દિવાનખાનામાં ગયાં. હું જ્યોર્જને બધી વાત કહી સંભળાવી અને તે પછી મીસીસ સ્ટરલીંગને મેં કહ્યું. "મીસીસ સ્ટરલીંગ! તમે પૈસા પડાવવા માટે ફ્રાન્સીસને સતાવણી કરી છે તે કાયદા મુજબ સજાને પાત્ર છે. વિચિત્ર સંજોગોથી મને ખબર મળી છે કે જેમીમાની મા ફ્રાન્સીસ નથી પણ મોટે ખાંચરે ફરતી એક ઉમરાવજાદી છે..."

"ઓહ મેમ! મને માફ કરો. હું ફરાન્સીસની માફી માગું છું."

"જો તું સીધી ચાલશે તો તને હેરાન કરવાનો મારો વિચાર નથી. તને લખતા આવડે છે?"

"હા."

"તો એક કાગળ પર એકરાર લખી આપ કે જેમીમા ફરાન્સીસની દીકરી હોવાની વાત સદંતર જુઠી છે."

મીસીસ સ્ટરલીંગે તરત એક કાગળ પર ઉપરની મતલબનો એકરાર કરી તે પર સહી કરી.

"ફ્રાન્સીસ ! આ પત્ર તારા ગામમાં તારા કોઇ વિશ્વાસુ માણસ પર મોકલી આપજે એટલે તારી આબરૂને લાગેલું કલંક દુર થઇ જશે."

ફ્રાન્સીસ આ વાત સાંભળી રાજી થઇ.

"અમે જેમીમાનો કબજો થોડાજ દિવસમાં લઇ લઇશું." કહી જ્યોર્જે મીસીસ સ્ટરલીંગને થોડા પૈસા આપી વિદાય કરી.

અમે એકલાં પડયાં ત્યારે મેં લેડી લ્યુસીઆની છુપી સુવાવડની જ્યોર્જને વાત કરી. લ્યુસીની દીકરીનું નામ પ્રથમ જેનેટ મીલ્વર્ડ હતું અને મહેરબાન લ્યુસીએ મીલ્વર્ડ દંપતી પાસેથી બાળકનો કબજો લઇ તે ફ્રાન્સીસને સોંપી તેની સાથે દગાબાજી કરવા માટે તેનું નામ જેમીમા મીલર રાખ્યું હતું. જ્યોર્જને આ વાત સાંભળી આનંદ સાથે અજાયબી ઉપજી અને તેણે ફ્રાન્સીસની નીઃસ્વાર્થતાની પ્રશંસા કરી.

બીજે દિને ફ્રાન્સીસે મને પોતાના દીલનો બીજો ભેદ કહયો. તે પોતાના ગામમાં મી. ઇવાન્સ નામના એક દુકાનદાર સાથે પ્રેમમાં પડી હતી પણ તેના ચારિત્ર્ય વિષે ખોટી અફવા ફેલાવાથી બંનેના લગ્ન અટકી ગયા હતા. હવે તેનું ચારિત્ર્ય શુધ્ધ છે એમ પુરવાર થતાં મી. ઇવાન્સ જરૂર તેનો સ્વીકાર કરશે એવી આશાથી ફ્રાન્સીસના આનંદનો પાર રહ્યો નહિ.

# પ્રકરણ ૨૭ મું.

## આપઘાત.

ટોબી એસનની બ્હીકથી હું હવે એકલી ફરવા જતી ન્હોતી. એક દિવસ ફ્રેન્ટમમાં બેસી હું જંગલમાં ફરવા ગઇ. ફ્રેન્ટમ રસ્તા પર ઉભી હતી અને મને મારી સલામતીનો ડર ન્હોતો. ફરતાં ફરતાં એક જગ્યાએ એક પત્થર પર એક કંગાળ માણસ બેઠેલો જણાયો. તેનાં વસ્ત્રો ફાટી ગયા હતા. આંખો પાગલ જેવી હતી. શરીરના સઘળા હાડકાં નીકળી આવ્યાં હતાં અને તે ભુખે મરતો હોય એવો લાગતો હતો. મને તેની દયા આવી અને હું થોડાક પૈસા હાથમાં લઇ તેની પાસે જઇ માયાળુ સ્વરે બોલી: "ભાઇ! તું ઘણો દુ:ખી લાગે છે. લે..."

તેણે પોતાનું માથું ઉંચકયું અને તેનો ચહેરો જોતાં હું ચમકી કેમકે તે હોરેસનો બાપ મી. રોકીંગહામ હતો.

"આહ મીસ લામ્બર્ટ!" તે કુદયો અને ત્યાંથી નાસી જવા લાગ્યો પણ મેં તેનો હાથ પકડી તેને ઉભો રાખ્યો.

"મી. રોકીંગહામ? મારી મદદ સ્વીકારવાની તમે ના પાડશો?" તેના આખા શરીર પર કંગાળીયતની પુરી છાપ જણાતી હતી અને તેથી તેનો ચહેરો બેડોળ થઇ ગયો હતો.

"શું? તમારી મદદ લઉં! જેણે મારી પાયમાલી કરી નાખી તેની મદદ લઉં?" ને મારા તરફ તીક્ષણ નજરે જોઇ બોલ્યો.

"મી. રોકીંગહામ! મારી વાત સાંભળો. મને તમારી હાલની દશાની દયા આવે છે પણ મી. સીમુર સાથેનો તમારો કબાલો તોડી

નાખવા માટે મને દોષ ઘટતો નથી કેમકે તમે તેને ઠગવા માગતા હતા.

"હા. હા. તું મારી ગરીબાઈની ભલે મશ્કરી કર. નહિ, રોઝા લામ્બર્ટ! તારી મદદ લેવા કરતાં ભુખમરો બહેતર છે—હું અત્યાર આગમજનો ભુખે મરૂં છું.

"મી. રોકીંગહામ! જો તમે મને તાણ્યા માર્યો ન હોત તો હું ભુતકાળ યાદ કરત નહિ. મારે ને તમારે કંઇ દુશ્મની નથી; પણ તમારા દીકરા—"

"તેનું નામ ના દે!" તે આવેશથી પોકારી ઉઠયો;" એ કરમ-ચંડાળ શયતાનનો અવતાર છે—હા—એના દીલમાં દયા—નથી—મનુષ્યત્વ નથી—ગમે તે રીતે તે પૈસા મેળવે છે. તે તેના નોકરને ને કુતરાને ખવાડે છે પણ તેના બાપને આપવા માટે તેની પાસે એક પૈસો પણ નથી. રોઝા લામ્બર્ટ! એ કરમચંડાળ મને પરમદહાડે આ હાલતમાં જોઇ ગયો પણ દયા ન આવી—" તે દુઃખથી ત્રાસી પાછો પત્થર પર બેસી ગયો.

"મી. રોકીંગહામ! તમે મારા દુશ્મન નથી. માટે ચાલો, મારૂં ઘર નજીકજ છે."

તે મારી સાથે આવ્યો અને મેં તેને ખુરશી પર બેસાડી નોકરને ભોજન લાવવાનો હુકમ કર્યો. ઓરડામાંનું ફરનીચર જોઇ તે બબડયો. "એકવાર હું પણ આવીજ બાદશાહી ભોગવતો હતો."

"આઇ ગ્રુજરી યાદ ના કરો" મેં કહ્યું આ સમયે નોકર ભોજન લઇ આવ્યો. મી. રોકીંગહામ ખાઇ શકે એવા હેતુથી હું પણ તેની સાથે ખાવા બેઠી. તે બેચાર દિવસનો ભુખ્યો હતો. તેથી પ્રથમ તો તે દુકાળીઆની પેઠે ખાવા મંડયો પણ થોડીવારમાં તેનો ચહેરો બગડી ગયો. તેણે હાથ મ્હો લુછી નાખ્યા અને પાગલ જેવી ફાટી આંખે મને જોઇ બોલ્યો. "હું તમારો આભાર માનું છું પણ હવે મારા પર થતી મહેરબાની કામની નથી..."

માથા પર હેટ મુકી તે બારણા તરફ ગયો. મેં તેને અટકાવી કહ્યું. "મી. રોકીંગહામ! આમ ચાલ્યા ના જાઓ લો મારી પાસેથી આ પાંચ પાઉંડ ઉધાર લઇ જાવ?"

"ઉધાર? અરે! હું કદિ તમને પૈસા પાછા આપી શકીશ નહિ."

"કંઇ ફીકર નહિ. લો" કહી મેં તેના હાથમાં પાંચ સોવરેન મુકયા.

"સોનું?" તે સોનાના સીક્કા જોઇ અજાયબીથી બોલ્યો." આ હાથમાં સોનું! આહ! હું માની શકતો નથી. એક કલાક પહેલાં જો કોઇએ મને કહ્યું હોત કે મારી પાસે સોનાના સીક્કા આવશે તો હું તેને ક્રુર મશ્કરી સમજત! પણ રોઝા! હું કે જેને મારા દીકરાએ પાયમાલ કરી હતો–તેના તરફથી આ સોનું મને મળે એ હું માની શકતો નથી."

"મી. રોકીંગહામ! ફરીથી અહિં આવજો અને તમને વધુ મદદ કરનાર ગૃહસ્થ મળશે–" મેં જયોજ મોમોંટ વિષે ઇસારો કર્યો.

"નહિ. નહિ. મીસ લામ્બર્ટ! હું ફરીથી અહિં કદિ આવીશ નહિ. આહ! આ ભલાઇ માટે પ્રભુ તમારૂં ભલું કરશે."

તે ત્યાંથી રવાના થઇ ગયો. પણ તેની ફાટી આંખ, વિકાળ ચહેરો અને વિચિત્ર વર્તણુક જોઇને તેનું મગજ ઠેકાણે નથી એવો મને શક ઉપજયો હતો. આ અભિમાની જાગીરદાર એકવાર પૈસાની રેલછેલમાં મહાલતો હતો તેની કંગાળ દશા જોઇ કુદરત કોઇને છોડતી નથી એવી મારી ખાત્રી થઇ. છતાં તેને માટેની મારી દયા ઓછી થઇ નહિ.

રોકીંગહામના ચહેરાપરથી તે ભયંકર નિરાશાને લીધે કંઇ ઉંધું પગલું ભરશે એવો મને ભય લાગ્યો હતો. પણ તે આટલીવારમાં કયાંય નીકળી ગયો હશે એમ ધારી હું બેસી રહી. અંતે મારૂં મન ન માન્યું અને હું બંગલામાંથી બહાર નીકળી પાછી જંગલ તરફ ગઇ. જંગલમાં દાખલ થવાના રસ્તાપર પહોંચતાં મને એક ઘોડેસ્વાર મળી ગયો અમારી બન્નેની આંખ મળતાંજ બન્નેનાં મ્હોમાંથી એક સાથે નાચેના ઉદગારો નીકળી પડયાં.

"આહ? રોઝા?" હોરેસે કહ્યું.

"આહ! બદમાસ!" હું બોલી.

"મને તું ગમે તે નામે બોલાવ; પણ તું કબુલ કરશે કે ચિત્રકારને ત્યાં મેં તને ખુબ આનંદ આપ્યો હતો."

"મી. રોકીંગહામ! તું મલકાઇ મલકાઇને મારા અપમાનની વાત કરે છે પણ તારો બાપ થોડીજ વાર પહેલાં તારે વિષે શું કહેતો હતો તે જો તેં સાંભળ્યું હોત તો તારૂં અભિમાન હવામાં ઉડી જાત." મેં ગુસ્સે થઇ કહ્યું.

"મારો બાપ? એ બુઢો અહિં આવ્યો હતો?"

"બદમાસ! તારા જેવા કપુત પાસેથી તે કંઇ આશા રાખતો નથી"

"તને ગમે તેટલી ગાળ દઇદે કેમકે થોડા વખતમાં હું તારા પર ફરીથી વેર લઇશ. પણ મારા બાપની વાત કર..."

"તે તદન કંગાલ હાલતમાં છે."

"તે બધો તેનોજ વાંક છે."

"પણ તેથી તે તારો બાપ મટી જતો નથી. તેને ખાવાના સાંસાં હતા. પણ તારા જેવા શયતાનને તેની દયા આવવાની નથી."

"તેણે માર વિષે તને કંઇ કંઇ ખરાબ વાત કરી હશે."

"હા. અને હજુ પણ તે આટલામાંજ છે."

"શું? મારો બાપ અહિંઆ? હું એ વાત માનતો નથી."

"તારે જોઇએ તેમ જા. જો તું તારા કમનસિબ બાપને દિલાસો નહિ દેશે તો એ ફરજ હું બજાવીશ."

"ભલે-ભલે-એવા પરમાર્થ કરી મઝા મેળવ." કહીને ઘોડો દોડાવી ગયો.

હું તેની નીચ સ્વાર્થીવૃત્તિને ધિક્કારતી જંગલમાં દાખલ થઈ પણ ઓ ખુદા! થોડે દુર જતાં મેં શું જોયું! એક ઝાડની ડાળી પર મી. રોકીંગહામનું શબ લટકતું હતું. તે કમનશિબ માણસે આપઘાત કર્યો હતો. હું ભયથી થરથરી ગઈ અને મારાથી ચીસ પડાઈ ગઈ. મારી ચીસ સાંભળી ખેતરોમાંથી બે ત્રણ મજુરો દોડી આવ્યા. તેઓને શબની સંભાળ લેવાનું કહી હું પાગલ જેવી ઘેર દોડી ગઈ. મી. રોકીંગહામનો કરૂણાજનક અંત જોઈ મારા ઉપર પર જબરો પ્રહાર થયો હતો તેથી મને ઘેર જતાં તાવ આવ્યો અને હું બીછાને પટકાઈ છતાં એ હતભાગીની અંતિમ ક્રિયાની વ્યવસ્થા કરવાનું હું ભુલી નહિ. મેં નોકરને પૈસા આપી મી. રોકીંગહામની દફનક્રિયા કરાવી.

બીજે દિને જયોર્જ બોમોંટ બહારગામથી ઘેર આવ્યો. તે છુપી રીતે ફરાન્સીસના ગામમાં ગયો હતો અને ત્યાંથી ફરાન્સીસ માટે ખુશ વધાઈ લાવ્યો હતો. ફરાન્સીસના પ્રેમી મી. ડવાન્સને સઘળી હકીકત કહી જયોર્જે તેની નિર્દોષતા સાબીત કરી હતી અને તે જાણી મી. ડવાન્સ ફરાન્સીસને પરણવા તૈયાર થયો હતો.

ફરાન્સીસ આ વાત સાંભળી હર્ષઘેલી થઈ અમારો આભાર માનવા લાગી તે કહેવાની જરૂર નથી. મી. ડવાન્સ સાથે જયોર્જે એવી ગોઠવણ કરી હતી કે ફરાન્સીસ સાથે પરણ્યા પછી એ દમ્પતિએ લુસીઆની દાકરીને પોતાની દીકરી તરીકે પાળવી. હવે એ અભિમાની ઉમરાવજાદીને પોતાની પુત્રીનું પોષણ કરવાની ફરજ પાડવા અમે તૈયાર થયાં અને જયોર્જ મારચ્યોનેસ ઓફ સડબરીને મળવા રવાના થયો.

# પ્રકરણ ૨૯ મું.

## હ્યુસીઆનું અપમાન.

હું જ્યોજ સાથે મારસ્યોનેસને ત્યાં ગઇ નહોતી એટલે ત્યાં શું થયું તેનું વિગતવાર બ્યાન આપી શકતી નથી પણ જ્યોજે મને કહેલી વાત પરથી હું એ બનાવ અત્રે વર્ણવીશ.

મારસ્યોનેસને ત્યાં જઇ જ્યોજે પોતાનું નામ જણાવ્યું નહિ પણ ખાસ અગત્યના કામ સર એક ગૃહસ્થ તેણીને મળવા માગે છે એવી ખબર કહેવડાવી. નોકરે તેને દિવાનખાનામાં બેસાડયો અને થોડીવારમાં મારસ્યોનેસ ત્યાં આવી. ચિત્રકારને ત્યાં થયેલા ફારસ વખતે તેણે બોમોંટને જોયો હતો એટલે તેને પોતાને ત્યાં જોઇને તે અજબ થઇ સાથે સાથે તે ગુસ્સે પણ થઇ.

"તમે મને જોઇને અજબ થયાં છો." જ્યોજે ઠંડે કલેજે કહ્યું; પણ હું તમને ખાત્રી આપું છું કે મો. ડેલનસીના સ્ટુડીઓમાં થોડા દિવસ પર જે કમનસિબ બનાવ બન્યો હતો તે સાથે મારી હમણાંની મુલાકાતને કંઇજ સંબંધ નથી.

"ત્યારે તમે શા માટે આવ્યા છો, કેપટન બોમોંટ ?" બોમોંટને બેસવા માટે એક ખુરશી તરફ ઇસારો કરી અભિમાનથી સોફા પર બેસી મારસ્યોનેસે પુછ્યું.

"હું એક બહુજ દુઃખદાયક બાબદ સંબંધી વાત કરવા આવ્યો છું..."

"મને લાગે છે કે ચોક્સ સ્ત્રીએ તમને અનેક જાતની જુઠી નિંદાખોર વાત કરી હસે. તેણી એવા કામમાં ઉસ્તાદ છે."

"તમે જે સ્ત્રી વિષે ઇસારો કરો છો તેને વિષે તમે ગમે તે ધારતા હો પણ મારો તેના પર સંપુર્ણ વિશ્વાસ છે."

"આ દુનિયામાં કેટલીક સ્ત્રીઓ એવી ખંધી અને લુચ્ચી હોય છે," મારસ્યોનેસે કટાક્ષથી મારી નિંદા કરી.

"હા. એવી સ્ત્રીઓ દુનીઆમાં હોય છે મેડમ ! અને તમારી ભત્રીજી લેડી લ્યુસીઆ તેમાંની એક છે," ઓમોંટે તાણો માર્યો.

"સાહેબ, તમે મારી ભત્રીજીનું અપમાન કરીને મારૂંજ અપમાન કરો છો." મારસ્યોનેસ ગુસ્સાથી બરાડી; "મહેરબાની કરી જે કહેવું હોય તે જલદી કહી નાખો."

"હું બીનજરૂરી વાતમાં વખત ગાળવા માગતોજ નથી. સાંભળો, તમારી ભત્રીજીએ પોતાની દીકરીને શરમભરી રીતે તજી દીધી છે અને હું મનુષ્યત્વને નામે તેના ભરણ પોષણની વ્યવસ્થા કરવાની માગણી કરૂં છું."

મારસ્યોનેસ ઓફ સડબરીએ ગાલ પર રંગ લગાવ્યો હતો છતાં તેનો ચહેરો આ વાત સાંભળી ફીકકો પડી ગયો. તે પગથી માથા શુધી ધુજી રહી. તેણે ગુસ્સે થવાનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ! તેની જીભ સીવાઈ ગઇ.

"તમે એ વાતની ના ના પાડશો તે હું જાણતો હતો." બોમોંટે કહ્યું: "પણ તમારી ભત્રીજીની નાદાન અને નિર્દોષ બાળાના સારા નસિબે આ બાબદના મારી પાસે શંગીન પુરાવા છે."

"કેપટન બોમોંટ! તમે મારી ભત્રીજીને પાયમાલ કરવા માગો છો?" મારશ્યોનેસ પરિસ્થિતિ સમજી વિનંતી કરવા લાગી.

"નહિ મેડમ! હું એક અબળા પર દુષ્ટ વેર લેવા માગતો નથી. છતાં મારે કહેવું જોઇએ કે લેડી લ્યુસીઆએ પોતાની નિર્દોષ પુત્રી તરફ જે વર્તન ચલાવ્યું છે તે તદન દયાહીન અને રાક્ષસીને પણ શરમાવનારૂં છે. તેણે પોતાની નાદાન બાળાના પોષણ માટે એક પાઈ પણ આપી નથી."

"તમે શું બોલો છો? મેં મારી જાતે મારી ભત્રીજીને તેના બાળકના પોષણ માટે પઇસા આપ્યા હતા."

"તો મેડમ! લેડી લ્યુસીઆ હું ધારતો હતો તેથી પણ વધારે ક્રૂર હોવી જોઇએ. તેણે પોતાનાં બાળકના પોષણ માટે તમારી પાસે પઇસા લીધા હશે તેની હું ના પાડતો નથી પણ એ પઇસા તેણે પોતાની મોજમજાહ અને અયશ આરામ પાછળજ વાપરી નાખ્યા છે. જે ગરીબ સ્ત્રીને બાળક સોંપવામાં આવ્યું હતું તેને એક પાઇ પણ મળી નથી."

"કેપટન! જો એમજ હોય તો લ્યુસીનું વર્તન ઘણુંજ ખરાબ ગણાય." મારશ્યોનેસ બોલી.

એજ વખતે ત્યાં લેડી લ્યુસીઆ આવી પહોંચી. કેપ્ટન બોમોં-ટને અભિમાન અને ધિક્કારથી જોતી ઉભી રહી.

"લ્યુસીઆ ! તું બીજા રૂમમાં જા." મારશ્યોનેસે ગુસ્સાથી કહ્યું.

"નહિ." બોમોંટ બોલ્યો: "લેડી લ્યુસીઆની હાજરીમાંજ સઘળી વાત થાય તે બહેતર છે."

લ્યુસીઆની હાજરીમાં તેનું કલંક જાહેર થવાથી એ અભિમાની સ્ત્રીને ઘટતી સજા થશે એવા હેતુથી બોમોંટે લ્યુસીઆને હાજર રાખવાનો આગ્રહ કર્યો.

"ત્યારે અહિં બેસ લ્યુસી ?" મારશ્યોનેસ ગુસ્સાભર્યા અવાજે ગંભીર અદાથી બોલી. "તું ઘણી ખરાબ રીતે વર્તે છે. હું તને બચાવવા માટે બનતું કરી રહી હતી ત્યારે તું બદનામ થવાના પગલાં ભરતી જાય છે."

"મારી આબરૂ કેપ્ટન બોમોંટના હાથમાં છે !" જરા ધ્રુજીને પણ પોતાના સ્વાર્થી સ્વભાવ પ્રમાણે જાણે દરકાર ન હોય એવી રીતે લ્યુસીએ પુછ્યું, તે પોતાનું પાપ જાહેર થવાની અણીપર છે તે તરત સમજી ગઇ હતી.

"હા. પણ કેપ્ટન ઉદાર ગૃહસ્થ છે અને તને બદનામ કરવા માગતા નથી. મેં તને વારંવાર પૈસા આપ્યા હતા તે તેં ક્યાં વાપર્યા હતા ?"

"ઓ ફોઈ! મને માફ કરો—મને માફ કરો હું ઘણીજ દુઃખી છું..." લ્યુસી પોતાની ફોઇને પગે પડી બોલી.

"લેડી લ્યુસીઆ!—જ્યોર્જે લ્યુસીને કહ્યું." તમારી પોતાની દીકરીની તમને દયા ન આવી? તે ભુખે મરી જાય તેની તમે પરવા ન કરી? તમે ગાડી ઘોડે ફરો છો. વિલાસી આમોદ પ્રમોદનો લ્હાવો લો છો. પણ તમારા પેટની તમારી દીકરીને વરસે ફક્ત ત્રીસ ચાળીસ પાઉંડ આપતાં તમને દુઃખ લાગ્યું? મેં અનેક જાતની ક્રૂરતા જોઇ છે—પણ પોતાના લોહીના બાળક તરફ આવી રાક્ષસી ક્રૂરતાનો મને ખ્યાલ પણ ન્હોતો." જ્યોર્જ ધિક્કારથી આ શબ્દો બોલ્યો ત્યારે લ્યુસી માથું નમાવી પોતાની ફોઇના ખોળા પર પડી પડી રડતી હતી. તે શરમ અને અપમાનથી પુરેપુરી ડઘાઇ ગઇ હતી.

"કેપટન! એને માફ કરો." આખરે મારસ્યોનેસ બોલી. ઉભી થા. લ્યુસી! અને તારા રૂમમાં જા હું કેપટન સાથે આ વિષે ઘટતી ગોઠવણ કરી લઇશ."

લ્યુસી ત્યાંથી ચાલી ગઇ અને જ્યોર્જે તે પછી લ્યુસીનું પાપ કેવી રીતે ફુટ્યું તેની હકીકત મારસ્યોનેસને કહી સંભળાવી. મારસ્યોનેસ બોમોંટની સઘળી શરત કબુલ કરવા તૈયાર થઇ. તેણે લ્યુસીને જાહેર રીતે કલંકીત થતી બચાવવાની વિનંતિ કરી અને જ્યોર્જનો વેર લેવાનો હેતુ ન્હોતો એટલે એ વિષે તેણે મારસ્યોનેસને

શાંતિ આપી. અંતે બોમોંટે એવી ગોઠવણ કરી કે ફ્રાન્સીસ મી. ઈવાન્સને પરણી જાય તે પછી એ દમ્પતિ લ્યુસીની પુત્રીને પાળશે અને મારસ્યોનેસે એ છોકરીના પોષણ માટે દર વરસે સાઠ પાઉંડ વ્યાજ આવે તેટલી રકમ બેંકમાં મુકવી પડશે. આ ગોઠવણ કાયદાસર રીતે બોમોંટના સોલીસીટરો મારફતે કરવામાં આવી.

થોડા દિવસ પછી ફ્રાન્સીસે વ્હાલથી મારી વિદાય માગી અને મેં તેને આશિષ આપી રજા આપી. મી. ઇવાન્સ સાથે તેના લગ્ન થયા ત્યારે હું અને જ્યોર્જ બન્ને હાજર રહ્યા અને અમે નવદંપતિને મનગમતી ભેટ પણ આપી. મીસીસ સ્ટરલીંગ પાસેથી લ્યુસીની દીકરીનો ઈવાન્સ દંમ્પતિએ કબજો લીધો અને આ રીતે એ સ્વાર્થી ઉમરાવજાદીની પુત્રી ઠેકાણે પડી.

---

# પ્રકરણ ૨૯ મું.

## વિજોગ.

પંદર વીશ દિવસ વહી ગયા. હું જ્યોર્જ બોમોંટ સાથે સુખી હતી, તેણે મને કદિ કડવો શબ્દ કહયો ન્હોતો અને હું તેને ધીમે ધીમે ચાહતાં શીખતી હતી એટલામાં એક અણધાર્યો બનાવ બન્યો એક દિવસ ટપાલમાં બોમોંટના નામનો સરકારી કાગલ આવ્યો અને તે વાંચતાં તેનો ચહેરો જરા ઉતરી ગયો. હું ચિંતાતુર નજરે તેને જોઈ રહી હતી.

"શું છે જ્યોર્જ ?" મેં આતુરતાથી પુછ્યું.

"મને "જુનો" કમાન્ડરશીપ મળી છે અને એ જહાજને પેસીફીક મહાસાગરમાં જવાનું છે."

"હું તમારી સાથે નહિ આવી શકું ?"

"નહિ વ્હાલી ! નહિ." તે દિલગીર થઇ બોલ્યો: "તું મને ચાહે છે તેની આવી સાબીતી જોઇ હું ખુશ થાઉં છું પણ હું તને સાથે લઈ જઇ શકતો નથી. આવી લાંબી મુસાફરીની હાડમારી તારાથી વેઠાશે નહિ અને હું તને કોઇ રીતે ચીન લઇ જઈશ નહિ."

"મને હાડમારીની પરવા નથી," આંખમાંથી આંસુ પાડતાં મેં જવાબ આપ્યો: "તમે મારા પ્રત્યે એટલો બધો પ્રેમ બતાવ્યો છે કે હું તમારાથી છુટી પડી શકતી નથી."

"મને પણ તને છોડતાં દુઃખ થાય છે, પણ હું લાચાર છું. વ્હાલી ! આપણે વધુ વાર વિખુટા પડવાના નથી. વધુમાં વધુ ચીનમાં મારે ચાર વરસ ગાળવા પડશે. તું મને ચાહે છે તે હું જાણું છું. તું સદ્દગુણી છે તે વિષે પણ મારી ખાત્રી છે. વ્હાલી ! ચાર વર્ષ પછી હું પાછો આવું ત્યાં સુધી તું મારૂંજ સ્મરણ કર્યા કરશે તે વિષે મને જરા પણ શક નથી. રોઝ ! હું પાછો ફરીશ ત્યારે તને મારી પત્ની બનાવીશ."

મને બહુજ લાગી આવ્યું. હું જ્યોર્જને આર્થર ક્રીઝીસ જેટલો ચાહતી ન્હોતી; પણ થોડા સહવાસમાં તે મને ગમી ગયો હતો.

"વ્હાલી ! આપણે બન્નેએ મન મક્કમ રાખવાની જરૂર છે. મારા પિતાએ છુપી રીતે લાગવગ વાપરીને મને આ ઓધ્ધો અપાવ્યો છે અને એક નેવલ ઓફીસર તરીકે મારી ફરજ સરકારના હુકમને તાબે થવાની છે." તે વ્હાલથી મને ગોદમાં દાબી સમજાવવા લાગ્યો.

"તમારે ક્યારે જવું પડશે ?"

"ત્રણ દિવસમાં મારે પોર્ટસ્મથ જવું પડશે અને ત્યાં મારા જહાજને દરિઆઇ સફર માટે તૈયાર કરતાં લગભગ એક મહિનો થશે."

"ત્યારે તો હજુ એક મહિનો છે. વ્હાલા ! તમે મને તમારી સાથે પોર્ટસ્મથ લઇ જશોને ?"

"ઘણીજ ખુશીથી."

ત્રીજે દિવસે અમે પોર્ટસ્મથ ગયાં અને એક હોટલમાં રહ્યાં. "જુનો" નામના જહાજને ચીનની મુસાફરી માટે તૈયાર કરવાની તૈયારી ચાલી. મેં જાતે હાજર રહીને ઓમોંટની કેબીન તૈયાર કરાવી અને તેની દરેક સગવડ જળવાય તેની કાળજી રાખી. અંતે વિદાયની ઘડી આવી પહોંચી. અમે બન્નેએ અમારા મન પર કાબુ મેળવી ધિરજ ધારણ કરી હતી. જ્યોર્જે મને વ્હાલથી ખબર આપી કે તેણે તેના નેવલ એજંટ સાથે મારા ખર્ચ માટે એક હજાર પાઉંડની વ્યવસ્થા કરી છે. તેણે તે પાછો આવે ત્યાં સુધી હાલનાજ બંગલામાં રહેવાની તથા નોકર ચાકરોને ચાલુ રાખવાની મને તાકીદ કરી અને જો મને ગમે તો હવા ફેર કરવા માટે કોઇ દરિઆઇ સ્થલે જવાની મને સલાહ આપી. મેં તેની સઘળી ઇચ્છા પાર પાડવાનું વચન આપ્યું અને જહાજ ઉપડતાં હું જ્યોર્જથી છુટી પડી. *

## બીજો ભાગ સમ્પુર્ણ.

---

* આ રસીલી વારતા ત્રીજા ભાગમાં સંપુર્ણ થશે.